# નિવેદન

અવિરત વહેતા ઇતિહાસના અરીસામાં અનેક યુગોની અખંડ હારમાળા પોતાની જાતને જોતી પ્રતિબિંબિત થાય છે દરેક યુગના ઘડા-ગણોની, તેમની પરસ્પર પ્રક્રિયાઓથી બંધાતા સંબંધોની કોઈ ખાસ વિલક્ષણતા, વિશિષ્ટતા, કોઈ ખાસ વિચારણા અને ઓળખી શકાય તેવો કોઈ ખાસ અવાજ હોય છે એવું યુગદર્શન માનવજીવન-ઇતિહાસ દરેક યુગ પાસે ધરે છે

દરેક યુગને પોતાની જીવનપરિસ્થિતિઓમાંથી પાંગરતી વિચારસરણી, ધર્મનીતિ ને પરસ્પરનું વ્યવહારસ્વરૂપ તથા તેમાંથી બંધાતી પોતાની જીવનઘટના ને તેની ખાસ મુશ્કેલીઓ તથા મર્યાદાઓ હોય છે

એવું યુગદર્શન થાય છે ને પસાર થાય છે ઇતિહાસની ગતિમાં ઇતિહાસ ઊગે છે એ ઊગમની ગતિને—પ્રગતિશીલતાના પરિબળોને અટકાવીને ઊભા નથી રાખી શકાતા જીવનવેગની ગતિ ને પ્રગતિમાન બનવાનો તેમનો સ્વભાવ જ હોય છે ને તેમ બનતા જીવનસ્થિતિની વ્યવહારઘટનાના સ્વરૂપોને પલટવાનો પણ તેમનો સ્વભાવ હોય છે

જે એ ગતિ, ગતિની પ્રગતિશીનતા, તેની સ્વાભાવિકતા ને નિયમ જોઈ શકે છે, દેખાડી શકે છે ને તેની સાથે અટકીને ઉભા રહી ગએના જીવનવેગને વધાવી શકે છે, તેવા સાહિત્યનુ બધુ મર્દન પ્રગતિશીલતાને પૂન્વાર કરી શકે છે તથા સાચું યુગદર્શન કરાવી શકે છે. આજે ગુજગતની ગિનાએ એવા દર્શનના આવિષ્કારના ઉચ્ચાર આરંભી દીધા છે

'યુગધર્મ ગ્રથમાળા' નો ઉગમ અને તેનો વિકાસ એ વિગટ દર્શન ને તેનો અવાજ તેમા ઉતારે ત્યારે જ સાર્થક બને તેવા ભાન સાથે અમે આ ગ્રન્થમાળાની શરૂઆત કરીએ છીએ

અમને ઉમેદ છે કે 'યુગધર્મ ગ્રન્થમાળા' એ પ્રગતિશીનતાનો પક્ષ કરે, પ્રગતિશીનતાને જ દર્પણ ધરે, ને પ્રગતિશીનતાનું સાહિત્ય પ્રગટાવે 'યુગધર્મ ગ્રન્થમાળા'ના સ્થાનમાં આજના યુગની મૂઝવણો ને મથનો, તથા લાગણીઓ ને વેદનાઓ જીવનની પ્રગતિશીલતાનો પરિપાક બનીને આવિષ્કાર પામે.

પણ એ સૌની સફળતા ગુજરાતી સાહિત્યકારો, પ્રગતિશીલ લેખકો તથા સમસ્ત જનતાના સહકાર પર અવલબે છે, એવા સહકાર માટે 'યુગધર્મ ગ્રન્થમાળા' યોગ્ય બને તેવી ઇચ્છા સાથે અમે ગુજરાત પાસે તેવા સહકારની નમ્ર માગણી ધરીએ છીએ

"એશિયાના ભીતરમા" એ મૂળ જૈન ગન્થરની હકીકતો પર સ્થાપલુ, હિંદ, ચીન અને જાપાનના જ ભીતર પર ઊડતી નજર ફેરવતુ અમારું પ્રથમ પ્રકાશન છે. એના પ્રયોજક ભાઇ ચદ્રભાઇ ભટ્ટનુ ઓળખાણ હવે ગૂજગતની જનતાને આપવાની જરૂર નથી. એમણે આજસુધીમા વાર્તાઓ, નવનકથા, ઇતિહાસના આલેખનો તથા બીજા લેખોદ્વારા પોતાની લોકપ્રિય ને વેગવાન શૈલીનો પરિચય કરાવ્યો છે. આશા છે કે એમનુ આ પુસ્તક પણ એવો જ આવકાર જરૂર પામશે

આ પ્રકાશન પછી 'યુગધર્મ ગ્રન્થમાળા,' ગૂજરાતના જાણીતા સાક્ષર શ્રી રસિકલાલ પરીખની વાર્તાઓનો સંગ્રહ, તથા પ્રગતિશીલ સાહિત્યમંડળના મંત્રી તથા પ્રગતિશીલ લેખક ભાઈ ભોગીલાલ ગાંધીએ અનુવાદ કરેલી એક નવલકથા તથા ભાઇ રામનારાયણ ના. પાઠકની મૌલિક નવલકથા અનુક્રમે આપવા માગે છે.

અંતમાં ' યુગધર્મ ગ્રન્થમાળા 'ની એટલી ઓળખાણ સાથે જણાવીએ છીએ કે એ ગ્રંથમાળામાં વાર્ષિક ચાર રૂપિયાના લવાજમમાં અમે આઠસોથી નવસો પાનનું વાચન ગ્રાહકોને અમારા ટપાલ ખર્ચથી પહોંચાડશું.

' યુગધર્મ ' કાર્યાલય
ચાર રસ્તા : અમદાવાદ
તા. ૧-૪-૪૦

લી.
રતિલાલ એચ. શાહ
સંચાલક
' યુગધર્મ ' ગ્રંથમાળા

# અનુક્રમણિકા

## હિંદ



## જાપાન



## ચીન

# સુધારો

| પા. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૭ | ૧૯૨૨ | ૧૯૧૨ |
| ૩૦ | ૨૪ | પચીસમી | પચાસમી |
| ૩૯ | ૮ | ૧૯૩૦ | ૧૯૩૫ |
| ૬૭ | ૯ | ૧૯૧૯ | ૧૯૧૪ |

# ૧

# હિંદ

ઉચ્ચ પર્વતમાળની પેલી પાર એશિયાના મધ્યભાગની પશ્ચિમે ઉપખંડ હોય તેવો યુરોપ પથરાયો છે અને દક્ષિણે હિમાચળના પ્રચંડ પ્રતિબંધની પાછળ જાણે કોઈ બીજો ઉપખંડ જ હોય તેવો જુગજૂના મંગ્રહાગથી સજેલો કાળની અનેક કરવતીઓને ખુટ્ટી કરીને અખડધ્વજ પથરાયેલો હિંદ પડ્યો છે.

યુરોપના નકશા પર હિંદને ગોઠવી દો. લંડન પર કરાંચીને બેસાડી દો. હિંદની પશ્ચિમ ધાર આટલાંટિક પર પડશે અને એની પૂર્વ કિનારી સોવિયેટ સરકારના પાટનગર મોસ્કોની પૂર્વમાં બસો માઈલ લગભગ પહોંચી જશે. પેશાવર મધ્યમાં રહેશે, મુંબઈ સ્વીટ્ઝર્લૅન્ડની સરહદને અડશે, અને જેને જગત પહેલાં ઑસ્ટ્રિયાના નામથી ઓળખતું તે ભૂમધ્યમાં સિસીલી અને ટ્યુનિસની વચ્ચોવચ તરતો થઈ જશે.

એવા ઉપખંડ જેવા હિંદમાં જગતના સૌથી ઊંચા પર્વતો છે, સૌથી મોટા મેદાનો છે, ગેબી નાદે તેવા તાર છે, મૂશળધાર વર્ષા છે, ભાતભાતના હવાપાણી છે ને જાતજાતની આમોદના છે, જનમનરંજન ઉત્સવો છે, ને માત્ર ગાનમોહક શિલ્પકળા છે, ગર્જના કરે તેની રીતભાતો છે ને અર્જના કરે તેવી ધર્મ-પ્રણાલિઓ છે

ત્યાં દુનિયાના પડ પર જીવતી માનવજાતનો પાંચમો ભાગ એટલે પાંત્રીસ કરોડથી વધારે મોટી વસ્તી છે એ વસ્તીમા મોટા દરબારીઓ છે અને દરબારણો છે, મોટા રાજકારણીઓ છે ને બુદ્ધિની પરિસીમા પામેલા પંડિતો ને અધ્યાપકો છે અને ત્યાં જ ભૂખ ભૂખ કરતા ભિખારીઓના ટોળા ભટકે છે અને માનવપ્રાણીની પામરતા ને પતનની પરાકાષ્ટાની પ્રતિમાઓ જેવા બાવા-ફકીરો છે

અને ત્યાં જ સોનાના સિંહાસનો પર સર્વભક્ષી પેટ પાથરીને બેઠેલા ચિત્રવિચિત્ર રાજામહારાજાઓ છે, મહેલાતોની મોજમઝાવાળા શ્રીમંતો છે અને ભૂખે મરતા કિસાન લોકો છે તથા જંગલોમાં જંગલી લોક છે એવા હિંદના કુદરતી અને માનવીના રચેલા જીવનસંજોગો જીવલેણ છે તથા ત્યાં મરણ મફત મહાલે છે.

અને તોય એવા અજબ જેવા હિંદમાં અજાણ્યો આકળો થઈ જાય તો ય, ભોમિયા વિનાનો ભૂલો પડી જાય તો ય, મહુરૂપીના બજારમાં દેખાય તેવા ચિત્રવિચિત્ર લોકો હાલતાચાલતા હોય તોય . . તો પણ, પંજાબની ભાષા મદ્રાસી ન સમજે ને મદ્રાસીની ભાષા સિંધી ન સમજે તે છતાં પણ એ સૌ જુદીજુદી ભાષાનો અવાજ એક હિંદી અવાજ છે અને એ અવાજવાળી એકેએક વ્યક્તિ આજે હિંદી છે

એના હિંદમા ઈસુના પણ જન્મ પહેલા પંદરસો વરસ પર અજ્ઞાન માર્ગે પર થઈને ગોરી ચામડીવાળા આર્ય લોકોના ઝુંડના ટોળા ઊતરી પડ્યા અને ગંગાના મેદાનો પર પથરાયા આર્યોની ગોરી ચામડીને તે સમયના હિંદી વતનીઓની ચામડી કાળી દેખાઈ કાળી ચામડીવાળા દ્રાવીડિયન લોક ઇજિપ્તમા વસનારા જેવા હતા હિંદના એ મૂળ વતનીઓ સાથે આર્ય લોકો ઝઘડ્યા અને જીત્યા આર્યલોકોએ વિજેતાઓનો વર્ણાશ્રમ ધર્મ આગળ ધર્યો જીતાયેલાઓનો વર્ણ કાળો હતો. વિજેતાઓનો વર્ણ ગોરો હતો ગોરી ચામડીએ કાળી ચામડી પર પ્રતિબંધો પાથરી દીધા આર્યલોક ઉત્તર તરફ આગળ વધ્યા, મૂળ વતનીઓ દક્ષિણ તરફ પાછા હઠ્યા આજે પણ એ વિભાગ કાયમ છે

પછી હિંદ પર બીજા ધાડા ઊતરવા માંડ્યા ઈરાનથી ડેરિયસ સિંધુ સુધી પહોંચ્યો, પછી સિકંદર સીધો ધસી આવ્યો, અને ત્યાર પછી હૂણ આવ્યા, તુર્ક આવ્યા, મોગોલ આવ્યા, અને મુસ્લિમ આવ્યા. હિંદનો ખૂણેખૂણો ખખડી ઊઠ્યો, હિંદની ધરતી ધણધણી ઊઠી રાજપુત હિંદુઓએ તરવારો ને ઢાલો ધરીને, શહાદતના શપથ લઈને, કેસરીયા કેર વર્તાવીને, શરીરના રુંગ ખડકીને, અને મરણની મુક્ત મોજ માણીને, પગથી માથા પર્યંત આગ જગાડે તેવો, રોમરોમને સળગાવી મારે તેવો વીરોચિત ઇતિહાસ રચ્યો, અને વર્ણાશ્રમની દિવાલોવાળા હિંદુધર્મનું રક્ષણ કર્યું તથા જનતા પર પોતાનું જ વર્ચસ્વ સાચવી રાખ્યું

પછી ઈસુના ચૌદમા શતકમા જંગીઝખાન હિંદ પર ચડ્યો ને લાહોર કબજે કર્યું અને પછી તૈમૂરે દિલ્હી લીધું અને હોકલી પીતા પીતા તેને લોહીલુહાણ કરી નાખ્યું એમ હિંદમા મોગોલ લોક પેઠા અને મુગલ સામ્રાજ્યનો પાયો નખાયો આમ-

એમ ઇતિહાસની ફૂંકાતી ભઠ્ઠી જેવો હિંદ એવો અજાયબ જેવો છે કે જ્યાં હોટેલોમાં ઘંટડી હોતી નથી, જ્યાં સોડાના શીશા કાચની લખોટીથી ફોડાય છે, જ્યાં હાથીઓની કિંમત પડી ગઈ છે, જ્યાં રાજકારણીઓ રાવ કહેવાય છે, જ્યાં અમેરિકામાં છે તેથી ય અમેરિકન સીગરેટ વધારે મોંઘી છે, જ્યાં સાડીએકત્રીસ કરોડ લોક અભણ છે, જ્યાં સાહેબલોક ચિત્તાનો શિકાર કરે છે, જ્યાં નાળિયેરનાં ઝાડ પવિત્ર મનાય છે, જ્યાં મોટાં શહેરોમાં બજારો સૂનાં માલમ પડે છે અને જ્યાં રાજકારણમાં ધર્મના વહેમો ભેળવાય છે, એવા હિંદના ભીતરમાં આપણે ઊતરવાનું છે.

## ૨

# હિંદી ભીતર

હિંદની ધરતી પર પથરાયેલાં હિંદનાં સાત લાખ ગામડાં છે. સાત લાખ ગામડાંમાં હિંદનાં નાગાભૂખ્યાં કિસાન લોક વસે છે. કોઈ કોઈ ગામો પાસેથી રેલગાડી દોડે છે, અને સ્ટેશનોએ અટકે છે ગાડીમાં બેઠેલાને સ્ટેશનમાં અર્ધાં ભૂખ્યાં કૂતરાં જોવા મળે છે, ભિખારીઓના લવકાર સંભળાય છે, ભૂખમરાને રોજનો જીવન-વ્યવહાર માની ભગવાનનું નામ લઈને સતત ભટકતા ખેડૂતો દેખાય છે, અને ગામડાંની વસ્તીની વિવિધતા પણ નજરે ચડે છે; કપાળમાં આડાં ઊભાં ટીલાંવાળા બામણો ચોટલી ફરકાવતા દેખાય છે, નાક કાનને કોચી નાખી તેમાં અલંકાર લટકાવેલી સ્ત્રીઓ દેખાય છે. કેવળ કાદવનાં ઘર દેખાય છે, છાજની છાયેલી છાપરીઓ જણાય છે, હરિજનોના વાસ જણાય છે અને આભડછેટ ન પેસી જાય કે ભૂતપલિત ન ઘૂસી જાય તે માટે ગામડાંનાં ઘરોમાં બારીઓ રાખવામાં નથી આવતી.

## હિંદી ભાતર

હિંદ નેવાશી ટકા ગામડું છે. તે પર સાત લાખ ગામ વેરાયાં છે અને તેમાં ત્રીસ કરોડ ગ્રામવાસીઓનાં ઘર છે. એ ઘર-વાસીઓ હિંદી જનતા છે. એ જનતા હિંદની ગરીબ બનતી ને ભૂખે મરતી ખરીદશક્તિ છે અને એ જ જનતા જે દુનિયાનો તાત કહેવાય છે તે અનાજના ઢગલા પકવતી હિંદની કિસાન કે ખેડૂત નામની ઉત્પાદક શકિત છે. દેશનું એ ખદબદતું જીવન છે, એ જીવન પર જ હિંદનું ભાવિ નિર્ભર છે.

એ કિસાન જનતાના મોલ લૂંટવા કયારેક ઉંદરો ઊતરી પડે છે, કયારેક તીડ, કયારેક બૂંછરા ભયંકર બને છે કોઈવાર વર્ષા વચકાઈ પડે ત્યારે એ જનતાના જીવનમાં ધૂળના વંટોળ ઊડે છે અને એ બધા ઉપરાંત શ્રીમંત સરકારની લોખંડી ઘટના "મહેસૂલ ભરો, સાંથ ભરો, ગણોત ભરો, વ્યાજ ભરો," બોલતી આડે પહોર લઈ દંડો ને લટકી રહે છે.

એ કિસાન જનતાની જમીન પર કર લેવાની બે પ્રથાઓ છેઃ એક જમીનદારી પ્રથા છે, ને બીજી રૈયતવારી પ્રથા છે. જમીન-દારી કે ઇનામદારી ને તાલુકદારી પ્રથામાં જમીનદારોની મારફત જમીનનો ખેડનારો સરકારને કર પહોંચાડે છે ને રૈયતવારી પ્રથામાં જમીનને ખેડનારો પોતે જ સરકારનું મહેસૂલ ભરે છે. જમીનનો માલિક રૈયતવારીમાં ખેડૂત છે, પછી જમીનદાર છે અને છેવટમાં સરકાર છે. જમીન પર જીવનભર ઝૂઝનાર ખેડૂત જે ઉત્પન્ન કરે છે તેમાંથી અડધું જમીનદાર લઈ જાય છે, બાકીનામાંથી મોટો ભાગ સરકાર લઈ જાય છે, તો ય બાકી રહે તેમાંથી શાહુકાર ઝડપે

છે અને તોપણ જો કંઈ કણ વધી પડે તો, તે પર લાયકાતવંત દાદાગીરી, બામણ, બાવો વગેરે તૂટી પડે છે. પછી રહે છે તે કિસાન ઉતરડાઈ ગયના માસવાળો, સુકાઈ ગયેના ચામવાળો, ને પીવાઈ ગયેલા લોહીવાળો, અકાળ મરણ ન આવે ત્યા સુધી જીવે છે અને જીવતા સાભળે છે કે લોકો એને જગતનો તાત કહે છે, અને માનવદયાવાળા એને દરિદ્રનારાયણ કહે છે ખરેખર હિંદ આધ્યાત્મિક દેશ છે જ ![1]

એવો હિંદી કિસાન અનેક અગવડોમા કામ કરે છે વીજળી એની મદદે આવતી નથી, કૂવાના પાણીને ઉપર ખેચવાના એની પાસે સાધન નથી. ખેતર પર યત્રો ફરી શકે છે એમ એ કોઈવાર સાંભળે છે ત્યારે અવિશ્વાસથી માથુ હલાવે છે. પછી એ મરી જાય છે ત્યારે જો એ હિંદુ હોય તો એને બાળવામા આવે છે ને મુસલમાન હોય તો દાટવામા આવે છે. હિંદભૂમિના ભીતરમાં ખભો ધરીને હિંદી જીવનને ટેકવી રાખનાર એ જનતાની કોઈ પરવા કરતું નથી જો એને ખાતે જમીન હોય તો તે એના બધા છોકરાઓમા સરખે ભાગે વહેંચાઇ જાય છે. કારણ કે વારસો મોટા દીકરાને જ મળે એવો હિંદમા કાયદો નથી. તેથી તો હિંદના ઘણા ભાગ ઉપર ખેડૂતની સરેરાશ જમીનમાલિકી અરધા એકરથી ય ઓછી આવે છે.

હોવાથી ખેડૂત ધાતકી શાહુકારોના હાથમાં સપડાઈ ગયો છે, અને એથી ૫૦ ટકા જેટલા નાજના નફાસી દરો આપીને નીચોવાઈ ગયો છે

એવી ભયંકર ગરીબાઇના પરિણામો અનિવાર્ય રીતે આ ના છ ભૂખમરાથી જન્મતા અનેક રોગ હિંદી જનતાને ભરખી રહ્યા છે દર વરસે લાખો દર્દીઓ મેલેરિયાથી મરણ પામે છે અને વરસના વીસ લાખથી વધારેને ક્ષય લાગુ પડે છે એકલા બંગાળામાં સાડાસાત લાખ જેટલી સંખ્યામાં ૫ દર વરસ નીચેના બાળકોનું દર વર્ષે મરણ થાય છે, કારણ કે બંગાળ પ્રાંતના કિસાનોને એવા ખોરાક પર જીવવું પડે છે કે જે ખોરાક ખાઈને ઉંદરો પણ જીવી ન શકે એવી ભયંકર ગરીબાઇને લીધે જ માતાઓનું મરણ પ્રમાણ હિંદમાં એક હજારે ચોવીસ છે જ્યારે ઇંગ્લેંડ અને વેલ્સમાં હજાર ચાર જેટલું જ છે એટલે જ હિંદી જનતાની સરાસરી જીવનની ઉંમર પચીસ છે અને ઇંગ્લેંડની પંચાવન છે

આટલી ભયાનક ભૂખમાં સળગતી રહેતી કિસાન જનતાનો અવાજ હવે રાજકીય સ્વરૂપ ધરતો જાય છે સિંધ અને સંયુક્ત પ્રાંતના કિસાનોએ શરૂઆત કરી છે એ જીવનસંજોગોમાંથી જાગેલો પ્રાણનો પાવક ગમે તેવા ઘોર દમનોથી પણ બુઝાવાનો નથી

ખેતી હિંદીજીવનનો પાયો છતાં એ પાયા પર રચાયેલી ઔદ્યોગિક રચના પણ ઓછી મહત્ત્વની નથી એક યુગ સુધી લેન્કેશાયરે હિંદના કાચા માલ પર ખાવાનું કર્યું, પણ વિશ્વયુદ્ધ પછી લેન્કેશાયરની હિંદની પકડ થોડી ઢીલી પડવા માંડી છે હિંદમાં મજૂરી સોંઘી હતી તેથી અને બીજા કારણોને લીધે હિંદમાં મિલો

ઊગના માડી મિલો અને કારખાના વધના માથે હજારો અને નામો મજૂરો એક સાથે કામ કરવા લાગ્યા ને રહેવા લાગ્યા

જગતભરની મજૂરચાલીઓમા સૌથી ખરાબમા ખરાબ મજૂર ચાલો નાખવાન માન હિન્દ ને છે કલકત્તાના શણ—કામ રોના મો ડા પોલેન્ડની, નેપત્મની, ગ્નાસગોની અને શાગકા નિ મજૂર ચાલો કરતા ભયકર ખરાબ છે એ રામનારો નામના માનવપ્રાણીઓની ખોલીઓમા પ્રકાશનુ નામનિશાન નથી ને પાણીની ભારે તગી છે એ મજૂરોની ચાલીઓને ફરતી ગદા પાણીની ગટરો છે એ ગટરામાના જીવડા મચ્છરો અને કીડા દુનિયાના ઉત્પાદકોના દિન પર દૂરથી બીકની શકે છે અને એ ચાલીઓમા—આઠ ફૂટ લાબી અને છ ફૂટ પહોળી ખોલીઓમા રહેનારા નવથી દશ માનવપ્રાણીઓ ભયકર ગદાઈની ભયકર યાતનાઓ દરદો અને પતનોથી ગળા પર્યંત ડૂબી ગયેલા છે.

હિંદની ઘણી મિલોના નફા ખૂબ મોટા છે પણ મજૂરીના દર દુનિયાભરમા સૌથી વધારે નીચા છે યુદ્ધ પછીના નામા વખત સુધી કલકત્તાના શણની મિલોમા સામાન્ય રીતે પચાસ ટકા ડિવિડન્ડ હતુ અને શોલાપુરની મિલોએ સો ટકા ડિવિડન્ડ વહેચ્યુ છે, અને છતા પણ મજૂરોને અત્યત ઓછા દર આપવા છે સિદ્ધાત તરીકે માલિકો લોકોએ નવ કલાકનો દિવસ સ્વીકાર્યો છે પણ તે સિદ્ધાત પૂરતો જ રહ્યો છે તેની જ રીતે બાર વરસની નીચેની ઉમરના બાળકોની મજૂરી પર પ્રતિબધ મૂકવામા આવ્યો છે તો પણ કેટલાક ઉદ્યોગોમા પાચ વરસ ઉપરની ઉમરના બાળકો પાસે દશથી બાર કલાકની મજૂરી લેવામા આવે છે બાળકોને દયાજનક ઓછા દર આપવામા આવે છે એવા દર લઈને બાળકો પોતાના બાપાનુ દેવુ વાળવા પ્રયત્ન કરે છે।

મિલઉદ્યોગનું ચિતરી ચઢે તેવું લક્ષણ તો જોબરોનું વર્ત
નમા છે ચીનના જો'બરોને પણ ટપી જાય તેવા જોબરો હિંદમા
છે અને એ જો'બરો પ્રાથમિક દશાના મનુષ્યના ઘાતકતાને પણ
શરમાવી દે તેવી નીચતા ધારણ કરી શકે છે હિંદમા કામદારો
અને માલિકને સીધો સબંધ છે જ નહિ બધા મજૂરીના મામલાની
વચમા જો'બર હોય હોય છે જેના હાથમા મજૂરોને ભાડે રાખવાની,
તેમને મારવાઝૂડવાની, તેમને કામ પરથી ઉતારી દેવાની અને
તેમને અનેક રીતે રિબાવવાની સત્તા હોય છે કોઈ પણ નોકરી
માટે જોબરને લાચ આપવી પડે છે એ લાચ કાનપુરમા વીસ
રૂપિયા જેટલી તો હોય છે જ એ નાગો તો કામ પર ચઢતા પૂર્વે
થયો ત્યાર પછી તો જો'બરો શાહુકારો પણ બનતા હોય છે તથા
મજૂરો પાસે દોઢસોથી બસો ટકા જેટલું વ્યાજ પણ ચિોનતા
હોય છે

## ૩

# ધર્મ વિષે આટલું જ

" Religions are different roads converging to the same goal "

*Mr Gandhi*

મેં જાણ્યું છે કે એશિયા દુનિયાના બધા મહાન ધર્મોનું જન્મસ્થાન છે એ મહાન ધર્મોમાં બે, એક બૌદ્ધધર્મ અને બીજો હિંદુધર્મ હિંદમાં શરૂ થયા લોકોમાં એવો એક ખોટો ખ્યાલ છે કે, એ બન્ને ધર્મો સરખા છે પણ એ બન્ને વચ્ચે તો જમીન આકાશનું અંતર છે તથા બૌદ્ધ ધર્મ હિંદમાંથી સૈકાઓ પહેલાં ઉખડી ગયો છે અને ચીન પર પથરાઇ પડ્યો છે તથા હિંદુધર્મ હિંદમાં ઘર માંડીને રહ્યો છે

બૌદ્ધધર્મ એક વ્યક્તિએ સ્થાપ્યો એ ધર્મ સડ્યો તે પહેલાં તેમાં પક્ષો નહોતા, ચમત્કારો નહોતા, કે દેવો ન હોતા હિંદુધર્મ તો એ ત્રણેના ખીચડા જેવો છે બૌદ્ધધર્મે કોઈ ભગવાનને

સ્વીકાર્યો નથી, જ્યારે હિંદુધર્મમા તો ભગવાનોનો મોટો જાફડો ખડકેલો છે એ ભગવાનોમાં હિંદુધર્મ વાંદરાો, ઢોરોને અને પુરુષના લિંગને પણ પૂજે છે. બૌદ્ધધર્મ આચારની પદ્ધતિને રજૂ કરતા માણસને બુદ્ધિવાદ કે સકારણતા તરફ દોરે છે જ્યારે હિંદુધર્મ કેવળ દંતકથાઓ જ છે

બુદ્ધનો મુખ્ય અનાજ નિર્વાણની ભાવના શીખવવાનો છે અને નિર્વાણનો અર્થ ચિત્તશાંતિ કરવામા આવ્યો છે તથા બૌદ્ધ ધર્મ પુનર્જન્મને નકારીને બીજા બધા ધર્મોથી જુદો પડે છે

હિંદુધર્મ ન વર્ણવી શકાય તેવો ખાચડો છે અને એક પ્રથા છે જેમા કેવળ સામાજિક ભૂમિકાના વર્ણભેદને બેળવી દેવામા આવ્યા છે એ વર્ણભેદ હિંદના પહેલા વિજેતાઓ આર્યોએ પોતાનુ વર્ચસ્વ ટકાવી રાખવા ઊભા કર્યા હતા તથા સાથે સાથે કુદરતની પૂજા શરૂ કરી હતી. ધીમે ધીમે એ શરૂઆત હિંદુધર્મના ફૂટ સ્વરૂપમા પરિણામ પામી આજે હિંદુધર્મ પ્રમાણે એક બ્રહ્મ જૂજવાં રૂપો ધરીને જગતમા અસ્તિત્વ ધરાવે છે-અને વસ્તુમાત્રના આત્મારૂપે વાસ કરે છે. હિંદુધર્મ કર્મના કાયદામા તથા તે કાયદાના અર્થમા સમાજ-રચનાનો અન્યાય ઢાકવા દુખી જનતાને તેમનુ દુઃખ તેમના પોતાના ખરાબ પાછલા કર્મને લીધે છે એમ મનાવે છે

કર્મના એ કાયદાની અસર માનિકલોકના રાજકારણના પક્ષમા મારી પેરે થાય છે તથા ગરીબ અને દુખી જનતામા એક જાતનો નસીબવાદ વારસાગત ઊતરે છે તથા વિકાસ પામવાની કે ઊંચે આવવાની તેમની મહેચ્છાનો મૂળમાથી જ ઘાત કરે છે એ કર્મના કાયદામાથી જ આપણને ગાંધીજીએ રજૂ કરેલો અહિંસાનો

સિદ્ધાંત વધારે સ્પષ્ટ થાય છે. એ સિદ્ધાંતમાં ઉતરેલો કર્મનો નમીગનાદી કાયદો અનિષ્ટનો પ્રતિકાર ( resistance ) કરવાની ના પાડે છે તથા અનિષ્ટ સાથે હાથ મિલાવવાની કે અનિષ્ટને મૂંગે મોઢે સહન કર્યે જવાની વાતને આગળ ધરે છે એ રીતે ગાંધીજી કટ્ટર હિંદુ છે

## ૪

# ભૂતકાળની ભૂતાવળ

આખા ઉપખંડ જેવા હિંદમાંથી ખોતરી કાઢ્યો હોય તેવો ત્રણપંચમાંશ ભાગ બ્રિટિશ હિંદ છે તથા એનો બીજો બે પંચમાંશ ભાગ જેને ઉતી લેવાનું કે ખાલસા કરવાનું બ્રિટિશશાસકોએ રાજકીય કારણોને લીધે ઠીક નથી ધાર્યું તે બે પંચમાંશ ભાગ આજે રજવાડી હિંદ તરીકે જાણીતો છે જેમ અંગ્રેજ લોક બ્રિટિશ હિંદ પર કાબૂ રાખે છે તેવો જ કાબૂ તેમણે રજવાડી હિંદ પર જાળવી રાખ્યો છે તે રજવાડો પોતાને માલિક ગણતો છતાં પોતાની તળાવડીના બંધિયાર પાણીમાં સ્વચ્છંદ લીલા કરી શકે છે

રજવાડી હિંદના ૫૬૨ ટુકડા છે દરેક ટુકડાનો એક એક રાજા માલિક છે એ માલિક લોક પર દિલ્હીનો કાયદો રોજના વ્યવહારમાં અમલ કરતો નથી એ ૫૬૨ ટુકડા પ્રાંતીય સ્વાયત્તતા નીચે પણ આવતા નથી એ રજવાડાઓ પાસે પોતાની સરકાર

છે, પોતાના નકશ છે પોતાના દીવાનો છે અને અદાલતો છે, પોતાની જ પોલીસ છે રીતરિવાજો છે અને આગગાડીઓ છે રજવાડાની પ્રજા બ્રિટિશ પ્રજા નથી પણ તેમને જો હિંદ બહાર જવું હોય તો બ્રિટિશ પાસપોર્ટની જરૂર પડે છે

આકડા આ રહ્યા બ્રિટિશ વિસ્તાર ૮૬૮,૦૦૦ ચોરસ માઈલ છે અને એ વિસ્તારમા ૨૫૬,૫૩૪ ૦૦૦ લોકોની ૧૯૩૧મા ગણતરી થઈ હતી એ સખ્યા યુનાઈટેડ સ્ટેટ્સની વસ્તીથી બે ગણી કરતા વધારે છે રજવાડી હિંદ ૬૯૦,૦૦૦ ચોરસ માઈલ પર પથરાયુ છે અને તે પર ૮૦,૦૦૦,૦૦૦ લોકો વસે છે

એ રજવાડી હિંદના દરેક કટકા પર રાજાની આણ વર્તે છે ને રાજા રાજ કરે છે ભૂતકાળની ભયાનક દતકથા જેવી એ રજવાડી વાતો હિંદમા આજે જીવતી જાગતી છે કારણકે બ્રિટિશ શાહીવાદે તેમ ઈચ્છયુ છે આજની નવી થતી દુનિયામા જેહુકમોની બાજો જેવા પડેર જાગા, જોહુકમીના, જુલ્માટના, પ્રતિક્રાંતિના ભયકર ભૂતકાળની ભભખતી ભૂતાવળોના ગોઝારા સ્થાનકો છે એ સ્થાનકોમા આઠ કરોડ જેટલા માનવીઓ જકડાયેલા છે, ભૂતકાળની ભૂતાવળો જેવા રાજાઓના હાથમા એ આઠ કરોડના હિત સોપાયા છે

એ રજવાડામા નાગરિક હકનો એકે (હેબીઅસ કોરપસ) કાયદો નથી પંદરમા ચાલીસ પાસે જ હાઈકોર્ટ છે, આ ત્રીસ પાસે જ મતાધિ આપી શકવાની સત્તાવાળી નામમાત્રની ધારાસભા છે કેટલાક રજવાડાએ છાપાઓને દેશનિકાલ કર્યા છે ઘણામા રાજાઓ પ્રજામાથી કોઈના પણ જીવન સાથે મનગમતી રમત ખેલી શકે છે, કેટલાકોમા લોકોને ગુલામો તરીકે વેચવામા ને ખરીદવામા આવે

છે વણાખન રજવાડામા રાજા પડેજ આમી ય આનક હગી જાય છે ઉજ્જડ ગામમા એરંડો પ્રધાન દેખાય તેવી રીતે આ બધામા ગરાગારના રજવાડા જ ઠીક કહેવાય તેવા છે

તે એ રજવાડાના રાજાઓ કેવાક હોય છે વારુ? આના

ગઈ માસ એક આદમી પેન્મિમા મ ખુ પામ્યો એનુ નામ અનવર હતુ રજવાડી હિદમા તો એનુ નામ કર્નલ હીઝ હાઈનેસ મવાઈ મહારાજા શ્રી જયમિહજી, જી મી એમ આઈ, જી મી આઈ ઇ, મહારાજા અલવર, એવુ મોટુ હતુ એ ખરેખો માણમ મહારાજા હતો ત્યારે રજપુતાનામા, દિલ્હી પાસે ૩૧૫૮ ચોરસ માઈલ પર પથરાયેલા ૭૫૦,૦૦૦ લોકો પર રાજ કરતો હતો, અને વરસે દહાડે ૩,૬૨૦,૦૦૦ રુપિયાની આવકવાળો હતો એની પાસે ૧૨૫૦ માણસનુ લશ્કર હતુ અને ૮૮૩ પોથીઓ તા એની મનામીમા ૫૬૨ તોપો તતડતી

એ અલવરરાજ થોડોક મહાત્મા જેવો હતો, પણ આત્મદમન કરવાને બદલે પરદમનમા સાધુતાને શણગારતો હતો, એરને તો એના દગદા હિદુ ધર્મ પ્રમાણે અત્યત પવિત્ર હતા અને એના આચાર હેવાનિયતને ટપી જાય તેવા નૃશંસ અને કપીશુ હતા જાણે સોળમી સદીનો ઈટાલીનો રાજા હોય, તેવો ગડ, ઘાતકી, ચપળ, ગૂઢ, મિથ્યાભિમાની અને અહકારી ને દુરાચારી પશુ જેવો રજવાડી હિદમા અને વીમમા શતકમા એ રાજા હતો

એને–રાજાને કોઈ અડી જાય તે દેવના દીધેના એનાથી કેમ ખમાય! એક દિવસ એ જમવા બેઠો હતો એના ડાબા હાથ પરની વીટીમાનુ માણેક એની સાથે જમવા બેઠેલી એક મહેમાન બાઇએ જોવા માગ્યુ રાજાએ વીટી કાઢીને બાઇને આપી બાઇએ

બીડી જોઈને પાછી આપી ત્યારે એણે તે બીડી એક નોકર તરફ નાખી અને આધુનાના દમામમા હુકાડો માર્યો, "ધોઈને લઈ આવ"

એક વખત અલ્વરને મહિગરાજ મદાનમા જવાનુ હતુ ત્યારે કચુરીઓ મુઝાઈ પડ્યા હતા, કારણ કે અલ્વર હાથના મોજા કાઢતો જ નહોતો અને બ્રિટનના બાદશાહ જ્યોર્જ પાંચમાને મોજા પહેરેલો હાથ દબાવવાની ચીડ હતી. છેવટની પળ સુધી અલ્વરે મોજા પહેરી રાખેલા. પણ પછી સમયસૂચકતા વાપરીને એક અદભાવી છણકો કરી જમણા હાથને ખુલ્લો કર્યો હતો

ધેલછા સુધી એનુ અ. પહોચી ગયુ હતુ. એણે એક વખત એક મિત્રને તાર કર્યો કે, "હુ મુબઈમા નક્કી કર્યા પ્રમાણે તમને મળી શકીશ નહિ કારણ કે હુ ટ્રેન નહિ પણ સ્પેશિયલ ટ્રેન ચૂકી ગયો છુ." અહધેનો અલ્વર માનતો હતો કે સ્પેશિયલ ટ્રેન પણ ચૂકી જવાય સાચી વાત તો એમ હતી કે એ રાજા સાહેબ પાસે પૈસા ખૂટી ગયા હતા અને રેલવે કંપનીએ એને ઉધાર સ્પેશિયલ ટ્રેન આપવાની ના પાડી હતી!

એણે રાજ્યની આવક લગભગ બધી જ પોતાની દિવ્ય જાત પર ખરચી નાખી હતી, અને શિકારનો શોખ વધાર્યો જ કર્યો હતો જયપુર અને દિલ્હી વચ્ચે એક પાકો રસ્તો બાંધવાનો બ્રિટિશ સરકારે નિર્ણય કર્યો ત્યારે તેનો સામનો કરતા એણે કહ્યુ કે એથી એના શિકાર કરવાના દીપડા બગડી જશે, અને છતાં પણ જ્યારે એની માગણીની અવગણના થઈ ત્યારે એણે રોજ રાતના એ રસ્તામા મોટા જગત ખાડા પાડી દેવાની ખાનગી ગોઠવણ કરી.

એવા અલ્વરના મહારાજા અચૂક નિશાનબાજ હતા. પણ તેથી બાળકોવાળી સ્ત્રીઓને શું ? વાઘ ભરાયો હોય તેની નજદીક વાઘને

બહાર કાઢવા લાયક તરીકે પોતાના બાળકોને મૂકવાનું સ્ત્રીઓને કહેવામાં આવતું અને આશા આપવામાં આવતી કે મહારાજ સાહેબ મશહૂર નિશાનબાજ હોવાથી વાઘ બાળકને ઝડપશે તે પહેલાં જ મહારાજની ગોળી તેને પાડી દેશે. આખું રાજ્ય એ વાત શાંતિથી સહેતો અને જે સ્ત્રીઓનાં બાળકોને લેવામાં આવતા તેમને ચિંતા કરવાની ના પાડતો. કોઈ વાર તો એ શિકારશોખી અલ્વર શિકારને શણગારવા ગામના ગામ સળગાવી નાખતો, ઉજ્જડ કરતો અને ગામોના ઘરબાર નાશ કરાવતો. એ રાજાની જેમ કહેતો, "લોકો! લોકોને માનાઓને રખડવું હોય ત્યાં રખડવા દો ને! રખડી રખડીને ભૂખ ભૂખ કરતાં મરવા દો." ત્યારેતો જ્યારે પેલી પોલો મેચમાં એ હાર્યો હતો, જ્યારે એનું અભિમાન ઘવાયું હતું, ત્યારે પણ એણે રાજાની જેમ જે ઘોડાએ એને વિજય નહોતો અપાવ્યો તે ઘોડાને ખચ્ચર કહ્યો હતો અને એકાએક ખચ્ચરત્વને પામેલા, પોતાના એક વખતના માનીતા પીઠ પર વર્ષ પોષેલા રમનાર ઘોડાને, પેટ્રોલમાં તરબોળ કરી જીવતોને જીવતો સળગાવી મૂક્યો હતો. કફની ઉડેલી ચોર જનતા હાય નાખતી હતી કે "શાબાશ છે રાજા, તારો કૃપાળુ રખેવાળ જીવે છે ત્યાં સુધી."

પણ છેવટે તો એ જૂના કાળોના ભયંકર સ્થાનક જેવા અલ્વર રાજને એના અંગ્રેજ રખેવાળે એ પદભ્રષ્ટ કરવાનું યોગ્ય ધાર્યું. રજવાડી હિંદના અંગ્રેજ દેવો રાજાને પદભ્રષ્ટ કરે છે ખરા પણ તે રાજાના અંગતજીવનને લીધે જ નહિ પણ તેના બ્રિટિશ તરફના રાજકીય જીવનને લીધે જ. રાજા જેવા રાજા અલ્વર પર પણ બ્રિટિશ બાદશાહતનો કોપ ઊતર્યો

અલ્વરમાંથી દેશવટે નિકળેલો અલ્વર ત્યારે પેરિસના એક દવાખાનામાં મરતો હતો. એના રાજશરીરને મસાલાથી ભરવામાં

આ યુ, ખુશામોથી ખરડવામા આ યુ અને ક્ષેમકુશળ અ'તર ગોકનવામા આ યુ પાટનગરના રસ્તાઓ પરથી રાજાને નાયક એવા ભપકાથી ગજા ા શરાને કેન્દ્રવામા આ યુ રાજાના શરાને હજુ ય નિશાચરનુ મગરૂર મોઢુ હતુ, હજુ ય એના ભવા સ કોચાતા હતા, હજુ ય એનો રાજવી પોશાક ઝગારા મારતો હતો, એના હીરા માણેક ચમકારી ઊઠયા હતા એની મરેની આ ખો પર કાચવાળા ચશ્મા હતા રાજાના સન્ધસને માનથી જોવા રસ્તા પર ગજવાડી નરનારીઓ ટોળે મળ્યા હતા, અને કોણ કહે છે કે હિંદની આઠ કરોડ જનતા પર રાજ કરનાર રાજાઓમાનો એ એક ન હતો ?

એ તો એક હતો, એવા તો અનેક છે કોઈક વડોદરાના અવસાન પામેલા ગાયકવાડ જેવા બુદ્ધિમાન પણ છે અને મૈસૂરના મહારાજા જેવા જવાબદાર રાજતંત્ર માગતી પ્રજા પર બીજો કોઈ ઉપાય ન જડે ત્યારે જ ગોળીબાર કરે તેવા મૈસૂરના નીતિમાન રામરાજાઓ પણ છે અને થોડાક મહારાજાઓ હિંદુ ધર્મમા ઉપદેશેલા ગુણના આભૂષણ ખરી પડે ત્યારે પોતાના પગના અંગૂઠા પર વીસ હજાર પૌંડની કિંમતના માણેક કે હીરા જડયા હોય તેવા વીંટનાના અનકાર ધારણ કરનારા પણ છે, અને ઘણા તો મધ્યહિંદની એજન્સીઓમા અંગ્રેજ બાદશાહતના રક્ષણ નીચે કેવળ માનવભક્ષી હેવાનો જેવા જ થઈ પડયા છે

મહારાજાઓના નામ સાથે જોડાયેલા ઉપનામો ભયંકર ભૂત કાળમા ધૂણતી ભૂતાવળોના ભ્રામક શબ્દો જેવા છે પતીઆળાના મહારાજાનું નામ હનુમાનના પૂંછડા જેવું લંબાઈ ગએલુ છે અને તેમા 'શ્રી એમ્મોને આઠ' એમ પણ બોલવુ પડે છે એકસોને

આદનો એવો ઉપયોગ રજવાડી મનોદશાએ શોધેની અક્ષરગણિતની યુકિત છે મહારાજા પિતાનાનું ટૂંકુ નામ પણ આવડું તો છે જ, "લેફ્ટેનન્ટ જનરલ હીઝ હાઈનેસ, ફરજંદે ખાસ, દૌલત ઇંગલીશિયા, શ્રી એકસોઆઠ મહારાજાધિરાજ મોહીનદર બહાદુર" બહુરૂપીના બજારમાં તાડવે ચડ્યા હોય તેવા હિંદના એ રાજા બહાદુરો ચિત્રવિચિત્ર પ્રાણીઓ છે એ પ્રાણીઓમાંના કેટલાક જે રાજપુતાનામાં વસે છે તે ચંદ્રવંશી છે, કેટલાક સૂર્યવંશી છે એક જેસલમેરનો રાજા કહે છે તે પોતે શ્રીકૃષ્ણભગવાનનો સીધો ફરજંદ છે એક મહારાજા જે ઔંધ પર રાજ કરે છે તેણે શરીરવિજ્ઞાન પર પુસ્તક લખ્યું છે, બીજો એક રેવાનો રાજા જેની ઉંમર ચોતરીસ વરસની જ છે, તેણે અત્યાર સુધીમાં પાચસો વાઘનો શિકાર કર્યો છે, અને એક બીજાએ પોતાના વડા ન્યાયાધીશની જ નાચનારી છોકરીઓના નિરીક્ષક તરીકે પણ નિમણુક કરી છે કુચબિહાર ।। એક રાજાએ કેમ્બ્રીજની નિશાળમાં પાઠ ગોખેલા એ વાત સાચી છે પણ કેટલાએ રાજા જેવા રાજાઓએ નિશાળ પણ દેખી નથી હોતી તેય સાચું છે એક મહારાજા સાત વાર પરણ્યો, બીજો પાચ વાર પરણ્યો, કહેવાય છે કે એકને એકાવન ખાતો છે અને એકને એકસો ઉપર બાળકો છે એક રાજપીપળાના મહારાજાએ ૧૯૩૪માં વી ડસર બોય નામના ઘોડા વડે રમતમાં જીત મેળવી હતી, અને એક ઇંદોરના રાજાએ મુમતાઝ બેગમના કિસ્સા પર ગાદી ગુમાવી હતી એવા ભૂતકાળ ।। ભસાવો પુરાનો મમી જેવા રાજામહારાજાઓની લીલા અપરંપાર છે. એ પિશાચ લીલામાં નપકારા લેતા એમના કાનના પડદા કાળનો અવાજ સાંભળી શકતા નથી તો કાળ કરાલ ન બને ત્યાં સુધી ભલે જીવતા એ ભડવીરો, એમની માનિક દરિયાની રાણીના આશરા હેઠળ

## ૫

## રાજકારભાર

અલ્વર તો એક હતો, એવા અનેક છે. એ અનેકોએ એક ટ્રેડ યુનિયન બાંધ્યું છે. મહારાજાઓનું મહાજન મંડળ. એ મંડળને ચેમ્બર ઓફ પ્રિન્સીસ એવું નામ આપ્યું છે. સત્તર તોપોના માનવાળો દરેક રાજા એનો એક મતવાળો દરેક સભાસદ છે. ઓછી તોપોના માનવાળાં બીજાં ૧૨૭ રજવાડાં બધાં મળીને બાર મત ધરાવે છે. મંડળીની ચેન્સેલર પદવી હમણાંના વરસોમાં મહારાજા પતિયાલા અને બિકાનેરને વારતી ફરે છે. એ મંડળીની જમાત અંદર અંદર અદેખાઈવાળી છે, કાયદા ઘડવાની સત્તા વિનાની છે. એના કારભારમાં મસૂર અને હૈદ્રાબાદ બહુ ઓછો ભાગ લે છે.

મહારાજાઓની પ્રાથમિક મનોદશાને તોપોના ધડાકા ઘણા ગમે છે. એમની કોટમાં ચળકાટ મારતા હીરામાણેક ને મોતીની માળાઓથી પણ વધારે, એમને મુજરા કરતા હાથીઓની લંગારથી પણ વધારે, એમનાં રૂપ પર ઓવારી

જવાના ઈસારા કરતા અંતઃપુરથી પણ વધારે, એમને ભૂતકાળનાં ભયંકર ઓળા જેવા, દંતકથાની દાનવી લીલા જેવા મહારાજાઓને તોપોના ધડાકા ઘણા ગમે છે. શાહીવાદે આ ભૂતાવળને ભરમાવવા તોપોના ધડાકાનાં માન સરજ્યાં છે. મહારાજાના માનમાં તોપો ધણધણે છે ને મહારાજાની મૂછો રોમાંચ અનુભવે છે, મહારાજાની સૂર્ય કે ચંદ્રવંશી ઓલાદ ઓપી ઊઠે છે, મહારાજાની ગુલામીથી બેશરમ બનેલી મગરૂર છાતી સ્વમાનની મોજ માણે છે. મહારાજાની હસ્તી 'દાશ' ના હિલોળા ખાય છે. મહારાજાના માનમાં ફૂટતી તોપનો એક જ ધડાકો ઓછો કરો અને સમ્રાટની સરકારના દોરીસંચાર નીચે તરઓળ તાંડવ ખેલતા કોઈ પણ મહારાજાને પોતાનો હાથ કપાઈ ગયો હોય તેવી વેદના થશે.

તોપોનાં માન શું કામ ન ગમે? અને એક પણ ધડાકો ઓછો થાય તો મહારાજાની રાજશ્રીને શું કામ વેદના ન થાય? હિંદનાં રજવાડાંને એ વિના રાજાશાહીનું રૂપક બીજું છે શું તે? જ્યારે રાજાઓની મંડળી (Chamber of Princes) દિલ્હીમાં મળે છે ત્યારે રેલ્વે સ્ટેશન પર પહોંચતાં દરેક રાજાના માનમાં નક્કી કરેલા ધૂમાડા નીકળે છે–ધડાકા થાય છે. એ ધડાકા કાન ફોડી નાખે તેવા કેવા જંગલી રીતે ધણધણે છે! દુનિયાની શાંતિમાં અને દિલ્હીની સ્વસ્થતામાં કેવો વિક્ષેપ કરે છે!...અને...

બસ, બ્રિટનની સરકારે રજવાડાંના માનમાં તે સરજ્યા છે, રાજાસાહેબોનાં ગુલામ હૈયાં તે સાંભળીને આયાના હાથમાં ઓકતા બાળકોની જેમ આનંદની ઉનડીઓ કરે છે અને ઉલ્લાસથી ધડકી ઊઠે છે. નિયમ એવો છે કે રવિવારે એવા ધડાકાઓ બંધ રાખવામાં આવતા હોય છે. તેથી તો કેટલાએ રાજાઓ

પોતાની જવાડી ગાડીઓમાં ફરમાવીને રવિવાર જલદી પૂરો થઈ જવાની રાહ જોતા સ્ટેશન પાસે પડી રહે છે અને પછી સોમવારની સવારે ધડાકા ને ભડાકાના માનમાં દિલ્હીના નગરમાં સંચરે છે કોઈ તો કહી દે કે નકામી આ શી હૂકાહૂક ! પણ હોય એ તો રાજા વાજા ને આપણા બાળકો દિવાળીને દિવસે દારૂખાનું ક્યાં નથી ફોડતા !

પ૬૨ રજવાડા પૈકી ૧૪૯ રજવાડાના માનમાં તોપો ધડાકા કરે છે, પણ શી ખબર શા માટે બિચારા બીજાઓ તરફ 'શાન્ત પાપ' સેવાય છે પાંચ રજવાડાના માનમાં એકવીસ ધડાકા ધણધણે છે એવા રજવાડા હૈદરાબાદ મૈસૂર, વડોદરા, કાશ્મીર અને ગ્વાલિયર છે બીજા છ રજવાડાને ૧૯ અવાજના મુજરા મળે છે, અને બીજા બારના માનમાં સત્તર તોપો ફૂટે છે બીજા રજવાડાને મોટરોના હોર્ન વગાડતા ચૂપાચૂપ ચાલવા આવવાનું હોય છે ધડાકા ભડાકાના પણ ખર્ચ થતા હોય છે એટલે જ હશે તો

ભૂતકાળના ભયંકર ઓગા જેવા રજવાડાઓના રાજકારભાર પર દેખરેખ રાખવા બ્રિટિશ સરકારે એક રાજકીય ખાતા ( Political Department ) ની સ્થાપના કરેલી છે એ ખાતું દિલ્હી સરકારની શાખા છે અને વાઇસરોયને સીધું જવાબદાર છે એ ખાતું એજન્ટ, જનરલો અને રેસિડન્ટોની નિમણૂક કરે છે દરેક રજવાડામાં રેસિડન્ટ મૂકવામાં આવે છે એવું નથી બિકાનેરના મહારાજાને રેસિડન્ટ વિના રાજ ચલાવવાની રજા આપવામાં આવી છે જયપુર અને જોધપુરની વચમાં એક રેસિડન્ટ છે નાના રજવાડાઓના એજન્સીમાં ઝુમખા બનાવવામાં આવ્યા છે, અને એક બ્રિટિશ એજન્ટ-જનરલ એક સાથે ત્રીસથી ચાલીસ નાના રજવાડાને સભાળી શકે છે

સામાન્ય રીતે મહારાજા રેસિડન્ટ સાથે સારો સબંધ જાળવી નાખે છે, અને રેસિડન્ટની આંખમાથી જ જોવાનો પ્રયત્ન કર્યા કરે છે બધા રજવાડા બ્રિટનશાહીનુ સાર્વભૌમપણુ સ્વીકારે છે અને રેસિડન્ટ રજવાડાના સ્વચ્છંદ ને નિરંકુશ રાજકારભારની આંતરવ્યવસ્થામા બનતા સુધી માથુ મારતો નથી ગભીર કરો ડીમા રજવાડા પર નિમાએનુ બ્રિટિશરાજ ગમે તેમ કરી શકે છે

દરેક મહારાજાને પ્રધાનમંડળ નથી હોતુ પણ દરેક પાસે એક દીવાન હોય છે જ્યા નામની કાઉન્સિલ હોય છે ત્યા મહારાજા પોતે કાઉન્સિલના પ્રમુખ અને દીવાન ઉપપ્રમુખ બને છે આ દીવાનો વિચિત્ર પ્રાણીઓ છે તેમને હિંદના ગમે તે ભાગમાથી લાવવામા આવે છે, અને ગમે તે ધંધામાથી પસંદ કરવામા આવે છે જો કે તેમનો મોટો ભાગ વકીલાતવાળો હોય છે, પણ જે રાજ્યમા તે લોક દીવાનપદ ભોગવે છે તેના જ તેઓ વતની હોય એવુ જરૂરી હોતુ નથી હિંદના રજવાડામા લગભગ વીસ જેટલા દીવાનો હિંદી નથી પણ બ્રિટિશ છે પોલિટિકલ ડીપાર્ટમેન્ટ દરેક મહારાજા માટે જેટલુ જાણવુ ઘટે તેટલુ બધુ જ જાણે છે, અને તે વિષેની માહિતીના ખાનગી ચોપડા પણ રાખે છે.

## ૫ अ

# થોડાક રજવાડા

હિંદી રજવાડામા નિઝામનુ હૈદ્રાબાદ મુખ્ય છે એ રજવાડુ હિંદની મધ્યમા છે અને ૧૪,૫૦૦,૦૦૦ મનુષ્યો પર તથા ૮૨,૬૯૮ માઈલના (ઇંગ્લેંડ અને વેલ્સ જેટલા) પ્રદેશ પર નાગાશાહીનો ધર્મદંડ ફેરવે છે, તથા વાર્ષિક ૮૫,૦૦૦,૦૦૦ રૂપિયા જેટલા કરવેરા ઉઘરાવે છે

એનો રાજા નિઝામ, જનાક શરમાણ, જનાક વિચિત્ર, જરાક ધર્માંધ ૧૮૮૬મા જનમ્યો હતો તથા દુનિયામા સૌથી મોટો પૈસાદાર માણસ છે એની અંગત વાર્ષિક આવક, ૧૦,૦૦૦,૦૦૦ પૌંડ જેટલી અંકાય છે એની પાસે, ૫૦,૦૦૦,૦૦૦ પૌંડ જેટલુ સોનુ છે તથા ૪૦૦,૦૦૦,૦૦૦ પૌંડ જેટલુ ઝવેરાત છે નિઝામરાજા પર્શિયન ભાષામા કવિતાઓ રચે છે થોડા વખત પહેલા એની અંદરથી એક અંગ્રેજ ઉર્મિકાવ્ય પણ ઉભરાઈ ગયુ હતુ એ નિઝામના ધર્માંધ કારભાર નીચે નેવુ ટકા હિંદુઓ જ વસે છે નિઝામના બે દીકરાની બે વહુઓમા એક તુરકીના છેલ્લા સુલતાનની દીકરી છે અને

બીજી ભનીજી કે નિઝામનો દીવાન સર અકબર હૈદરી ગજ્જાનણ મા ઠીક ઠીક પારન્વો છે

દક્ષિણ ।। ઉંડાણમા વગતુ મૈસૂરી રજવાડુ એલ્જ્ડિઅમ જેટનુ મોટુ કે અને નમૂનેદાર ગજ તરીકે ઓળખાતુ હતુ એમા બે વિભૂતિઓ વસે છે એક મૈસૂરનો મહારાજા અને બીજો તેનો દીવાન સર મીરઝા ઇસ્માઈલ મૈસૂરનો મહારાજા સાધુ જેવો જ કારણ કે એને ખરાબ ટેવો નથી, વ્યસનો નથી, એકાંત રહેવાનુ પસંદ છે અને પ્રાર્થના કરવાનુ તથા ધ્યાન ધરવાનુ ગમે છે ભગવાનની જેમ કોઈવાર પ્રજા પર ગોળીઓ વરસાવે પણ તેથી એની કે એના મુસ્લિમ દીવાનની મહત્તા ઓછી થતી નથી કે સાધુતા શરમાતી નથી, અને તો ય એ સાધુનાગ પતિતાના કે અન્યની કોઈની સાધુતાવાળો તો નથી જ એ તેમનામાથી શાહીમાથી ચા જુદી પડે તેટલો જુદો પડે છે

એ બ્રાહ્મણ નથી પણ કટ્ટર હિદુ તો છે જ. તેથી તો હિંદ છોડતો નથી, દરિયો ખેડતો નથી માત્ર ૧૯૩૬મા જ એક વાર યુરોપ ગએલો ભ્રષ્ટ થઈ જવાની બીકથી એ હમેશા સ્પેશિયલ ટ્રેનમા જ હકારે છે અને બ્રિટિશ રેસિડન્ટ જેવા મહાપુરષને મળ્યા પછી પણ મ્લેચ્છના સ્પર્શને નિવારવા સ્નાન કરી નાખે છે હજુ હમણા જ એ ટિબેટની જાત્રા કરીને પાછો આવ્યો એનો દીવાન અને ગાધીજી મિત્રો છે, જો કે જવાહરલાલ એવી મિત્રાચારીમા નથી માનતા ૧૯૩૮મા ગાધીજીના એ મિત્રે મૈસૂરમા મહાસભાને ગેરકાયદેસર જાહેર કરી, પણ એવુ તો ત્રાવણકોરમા ય થયુ હતુ ગાધીજીએ માનેલા મૈસૂરી નમનકાયના રસ્તાઓ પર લોકોના દેખાવોને દાબી દેવા લોહીની રેલમછેલ હમણા જ કરવામા આવી હતી

અને મહાસભા તરફના એના વિરોધ તરફ આખ મીચી જાય તો ત્રાવણકોર હિંદમા ઓછુ પ્રગતિશીલ છે શુ ? મસૂરની જેમ એમા પણ એક વખત નેહરૂ સાથે ખભેખભા મિલાવી કામ કરનાર રામસ્વામી આયર નામનો દીવાન છે પણ પછી એણે મહાસભા છોડી ગોળમેજમા ખુરશી શોભાવી, કાશ્મીર માટે રાજ્યધારણ ઘડી આપ્યુ અને ૧૯૩૬ મા ત્રાવણકોરના જુવાન મહારાજાની ચાકરી સ્વીકારી લીધી, અને ૧૯૩૬ મા હરિજનો માટે મદિરના કમાડ ખોલી નાખી ત્રાવણકોરને ધન્ય બનાવી દીધુ આયરની શાણી સલાહથી જુવાન મહારાજાએ પણ બિચારા અછૂતોને રોટની ને રહેઠાણની સગવડ આપવાને બદલે મદિરમા આવીને ભગવાનને ભજવાની સ્વતત્રતા આપી દીધી

અને દૂર દૂર છેક ઉત્તરમા બાણુ ટકા મુસલમાન વસ્તી પર હિંદુ રાજશાહીવાળુ કાશ્મીર પડ્યુ છે એનો પ્રદેશ હૈદરાબાદ કરતા મોટો છે કાશ્મીરના મહારાજાએ ૧૮૯૫ મા જન્મ ધરીને નાસકરો દીધો છે ૧૯૩૨ મા તો લોકોએ એની સામે બળવો કર્યો ગ્લેનસીની સરદારી નીચે તપાસપચ નિમાયુ તપાસપચે રાજકારભારના અન્યાયો નોધ્યા ને સુધારા સૂચવ્યા એ રાજકારભારના અન્યાયમા મુખ્ય એ હતા કે કાશ્મીરના ૧૯૮૦ ગામોમા માત્ર ૮૪૨ પ્રાથમિકશાળાઓ રાખવામા આવી હતી, કાશ્મીરમા નજર ત ફથી વેઠની પદ્ધતિ ચાલુ હતી, પોલીસ અમલદારો નિરકુશ અત્યાચાર વરસાવતા હતા, વગેરે વગેરે મહારાજાનુ નામ હરિસિંગ છે ૧૯૨૫મા હરિસિંગ લડન ગયા ત્યારે ત્યા પોતે મી એ તરીકે ઓળખાયા અને એમના પર ૦૦,૦૦૦ પૌંડની નુકસાનીનો કેસ મડાયો અને ભરી અદાલતમા જ્હોન માનમને એને દમનસીબ, તોફાની, ફૂજતો ધિક્કારયુક્ત જતુ ગણી બિચારૂ હિંદનુ

રાજા નામનું પ્રાણી, ભૂતકાળના ભ્રમ જેવું કેવું તિરસ્કાર-પાત્ર છબી રહ્યું છે!

અને તો ય વડેદરા કંઈ એટલું બધું પછાત નહોતું. માનવંતા ગાયકવાડે ત્યાં તેંસઠ વરસ રાજ કર્યું. શરૂઆતમાં બધું ઠીક ઠીક ચાલ્યું પણ ગાયકવાડના ઘડપણમાં રાજમાં અંધેર એકકું થવા લાગ્યું છે. ઘરડો ગાયકવાડ ૧૯૩૯ માં મરણ પામ્યો. ૧૯૨૨ માં સમ્રાટ જ્યોર્જ પાંચમાને નીચા નમી જઈને નહિ નમવા માટે ગાયકવાડને જરાક મુસ્કેલી આવી પડી હતી. મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ કરનાર એ પહેલો રાજા કહેવાય. એની પાસે ૨૪૦,૦૦૦ પૌંડની કિંમતની એક હિરાજડિત તલ્વાર હતી.

પણ સૌથી વધારે ભયંકર અને સૌથી વધારે પછાત એવું રજવાડું તો પતિયાના. પતિયાલાના ઘરડા રાજાનું અંતઃપુર અતિશય વિશાળ હતું, અને એ અંતઃપુરને એ જુવાન સ્ત્રીઓને ઝડપી લાવીને શણગાર્યાં કરતો. ૧૯૩૦ માં રાજસ્થાન પ્રજા પરિષદે પતિયાલારાજની ઘાતકી ભીતરો તપાસવા એક પંચ નીમ્યું. પંચના અહેવાલે રાજાશાહી પર અનેક અપરાધોની શોધ કરી છે તથા રાજાના માથા પર તોળાતા એ અપરાધોમાં મુખ્ય વ્યભિચાર અને ખૂનના છે. એ રાજા આવકના સાઠ ટકા પોતાના પર ખરચતો અને પોતાના અંગત ૩૫૦૦ ચાકરો રાખતો. એ ઘરડા પ્રાણીનો ખાસ ઈલ્કાબ હતો, "બ્રિટિશ શહેનશાહતનો માનીતો દીકરો." પણ એ દીકરો પિતૃકુલે પેશ કરેલી ફેડરેશનની યોજનાથી ડરતો હતો અને તેથી તે ઉપર અભિપ્રાય આપવા એક ભૂલાભાઈ દેશાઈ નામના વકીલને રોકયા હતા. શ્રી દેશાઈએ ઘરડાને કહ્યું કે એને માટે ફેડરેશન એ સારામાં સારી વસ્તુ હતી. ઘરડો રાજા ૧૯૩૮માં અવસાન પામ્યો.

એવા પતિયાના રાજમા મુખ્ય વરતી શીખ લોકની છે. પતિયાના રાજની ૧,૬૨૫,૫૨૦ વસ્તીમા પુરૂષલોક કદી વાળ કે દાઢી કપાવતા નથી વિનિયમ આર્ટને રજુ કરેલી હકીકત પ્રમાણે પતિયાળાના પાટનગરમા શ્વાનગૃહો અસાધારણ એવા ભવ્ય છે. રાજાના ૯૫ કૂતરાઓ માટે ત્રણ અંગ્રેજોની ભારે પગારે નિમણુંક કરવામા આવી છે. કૂતરાઓ માટે ખાસ હોસ્પિટલ છે જેમા ત્રણ વોર્ડ છે અને એક ઓપરેટીંગ થિયેટર છે. એવી વૈદકીય જોગવાઈ હિંદના બીજા કોઈ પણ ભાગમા, નક્કરી હોસ્પિટલમા પણ નથી.

અને આગાખાન પણ અંગ્રેજે દીધેલા નામથી કહેવાય છે તો હાઈનેસ, પણ તેથી ભૂલાવામા પડવાની જરૂર નથી આગાખાન તો ખોજા લોક જે ઇસ્માઇલી તરીકે ઓળખાય છે તેમના ગુરૂ છે. હિંદમા આગાખાનના શિષ્યોની સંખ્યા ૧૦,૦૦૦,૦૦૦ છે. એ લોકોએ હિંદુ મુસ્લિમના ધાર્મિક રિવાજોનો ખીચડો જાળવી રાખ્યો છે તથા આગાખાનને ભગવાનની મૂર્તિ તરીકે સ્વીકારી લીધો છે.

તે આગાખાન દુનિયામાના સૌથી વધારે શ્રીમંત એવા ચાર જણમાનો એક છે. એની આવક જમીનવેરામાથી નથી આવતી પણ એના અનુયાયીઓની અર્પણમાથી આવે છે. એકેએક ઇસ્માઇલી પોતાની આવકનો દશમો ભાગ આ ગુરૂદેવને ચરણે ધરે છે દરેક શહેરમાં જ્યાં ઇસ્માઇલી લોક રહે છે ત્યાં જમાતખાના હોય છે. ત્યા આગાખાનને આરાધવામાં આવે છે. દિવસમાં બે વાર પ્રાર્થના થાય છે. દરેક જમાતખાનાની મિલકતના માલિક આગાખાન પોતે હોય છે.

એવા શ્રીમંત આગાખાનની પચીસમી જ્યુબિલી વખતે એને સોનાથી તોળવામાં આવ્યો હતો. મહાકાય આગાખાનના વજનનું

મોનું, ૩૦૦,૦૦૦ રૂપિયાની કિંમતનું થયું હતું. પછી આગાખાનનો સ્નાનવિધિ થયેલો તથા સ્નાનમાં વપરાયેલો પ્રવાહી ભાવિકોને મોટી કિંમતે વેચવામાં આવ્યો હતો.

વિશ્વયુદ્ધ વખતે આગાખાન હાઇનેસ બન્યો કારણ કે બ્રિટનને એણે મદદ આપી તર્કી સાથે સહાનુભૂતિ નહિ બતાવતા એણે અંગ્રેજોનો પક્ષ લીધો એ પક્ષ લેવાના બદલામાં વફાદાર આગાખાનને અંગ્રેજોએ હાઇનેસની પદવી આપી. આગાખાને નાનકડું રજવાડું રચી શકાય તે માટે જમીનની માગણી પણ કરી હતી પરન્તુ તેની જોગવાઈ હજુ સુધી થઈ શકી નથી!

એવો આગાખાન કોઈ પણ માણસના જેવો સામાન્ય માણસ છે એની માતાની કૂખે એ જન્મ્યો હતો. પછી એ ત્રણ વાર પરણ્યો છે. એની છેલ્લી સ્ત્રી ફ્રેંચ છે, જેને એક દીકરો સાંપડ્યો છે એનો વારસદાર અલીખાન હૈદ્રાબાદમાં એક જુવાન અમલદાર છે અને એક વખતની મિસીસ લોએલ ગીનીસ સાથે પર ણીને રહ્યો છે, એટલે અલીખાનનું ફરજંદ થશે તે ત્રીજુ વારસદાર ગણાશે અને ત્યારે તે વારસ ચોથા ભાગ જેટલું જ હિંદી હશે.

એવો આગાખાન ખાણાંનો ખૂબ શોખિયો છે અને તેમા ય કેરી પર તો ફીદા છે. એ દેશપરદેશની સફર કરે છે ત્યારે હમેશાં કેરીના કંડિયા એના રસાલામાં હોય છે જ. એ પોતે તો ધર્માંધ પણ નથી. એને દારૂ પીવો ખૂબ ગમે છે અને મુસલમાનો માટે તે નિષેધાયેલો હોય તેની એને પરવા નથી. કોઈએ એને એક વખત દારૂ વિષે સવાલ કર્યો અને એણે હાજર – જવાબ આપ્યો. "ઓહ! મારા મોઢાને અડકે છે કે દારૂ પાણી બની જાય છે તે વાતની તમને ખબર નથી?" ખરેખર, આવા કેવળ સંસારી અને વિલાસી આદમીને લોકો પૂજતા હોય તે તાજ્જુબ કરે તેવી વાત છે

## ૬

## એ ઘટમાળ

"As India must be bled, the lance should be directed to the parts where the blood is congested..."

લોર્ડ સેલિસબરી

અગ્રેજી જોનબૂલના હિંદી પ્રતિનિધિ જેવી એક જ વ્યક્તિથી ખેંચાતી ઘટમાળની જેમ હિંદની ધરતી પર સ્થપાયેલી અંગ્રેજ સરકારની ઘટમાળમાં સૌથી પહેલો વાયસરોય હોય છે. પણ એ ઘટમાળના ચક્કર ગોળ ફરતા અંકોડા તો હિંદી સિવિલ સર્વિસ છે. એ સિવિલ સર્વિસમાં નથાએલા કુલની સંખ્યા ૧૧૦૭ જેટલી છે અને તેમાં ૫૯૧ અગ્રેજ છે. ૧૯૪૦ ની સાલ પછી તેમાં હિંદીઓની સંખ્યા અરધોઅરધ થશે.

અંગ્રેજી ઘટમાળના આ અગિયારમો ને સાત અંકોડાને હિંદને સાંકળી રાખવામાં જોડવાની બનાવટ શુદ્ધ અંગ્રેજી અને અજોડ છે. એ જ રીતે દરેક ગુલામ પ્રજામાંથી અંગ્રેજ શાહીવાદે પોતાની શાહીવાદી મુરાદો બર લાવવા માટે પોતાના બુદ્ધિમાન

ને મળતીયા માનવીઓ શોધી લીધા છે. હિંદમાં હિંદી સરકારને શોધનારે એવા ૧૧૦૭ ને દેખવા પડે છે. એ અગીઆરસો ને સાતમા ૪૨૬ હિંદીઓ છે. નવું બંધારણ અમલમાં આવતાં હિંદી સંખ્યા બગાજર પચાસ ટકા જેટલી થશે. એમાં મોખરાના સિવિલિયનો પાંત્રીસ વરસની સેવા પછી જ્યારે સિધાવે છે ત્યારે તેમને વરસનું એક હજાર પૌંડનું પેન્શન અપાય છે.

બ્રિટિશ શાહીવાદી મચાઓ એમની સેવાઓથી ફરતા રહે છે. સરકારી તંત્રના એ આવશ્યક અંકોડાઓ છે. એમની પાછળ ગતિમાન રહેતું સરકારી તંત્ર છે. પરાધીન પ્રદેશમાંથી જ તંત્રવાદકોને નિપજાવવાનો એ અંગ્રેજી તરીકો છે. હિંદી બુદ્ધિજીવીઓમાંથી પ્રથમ શ્રેણીના પામે એ તંત્રમાં સેવા સ્વીકારવા માટે સારામાં સારી ને ઊંચામાં ઊંચી એવી પદવીઓ ધરાય છે. રૂપિયાના ઢગલા પગારમાં વહેંચાય છે ને વાહવાહ કહેવાય છે. નેહરૂ ને બોઝ જેવા પણ એક દિવસ સિવિલિયનો થઈ જવાને તૈયાર થઈ ગયા હતા.

કહેવાય છે એમ કે એ રીતે અંગ્રેજ શાસકો હિંદીઓને સરકારી જવાબદારીઓમાં કેળવવા માગે છે. પણ પરિણામે તો એ રીતે હિંદી બુદ્ધિવાન વર્ગમાંથી વિશિષ્ટતાને ખરીદી લેવાય છે અને સરકાર સામેની જીભને સોનાની સાંકળથી બાંધી દેવાય છે, સરકાર સામેના અસંતોષ પર સોનાની સીલ ભરાય છે. છેવટે તો તોપો વાપરવા કરતાં સોનું વાપરવું જ સોંઘું પડતું હોય છે ના! શાહીવાદના તંત્રસંચલનના ઇતિહાસમાં શોધાયેલી ને યોજાયેલી યુક્તિઓમાં આ સૌથી વધારે સફળ છે.

એ ઉપરાંત સરકારી તંત્રમાં નિયોજાયલા હિંદીઓની સંખ્યા દરેક વર્ગમાંથી ને નાતજાતમાંથી હજારોની છે. એ વિશાળ હિંદી

સમુદાય, માસ્તરો છે, મહેતાજીઓ છે, કારકુનો છે, નાનામોટા અમલદારો છે, સરકારી તંત્રના વિધાનોના એ કાર્યવાહકો છે જેવી સિવિલ સર્વીસ વિશાળ ને વિશિષ્ટ છે તેવા આ હજારોની સંખ્યા નોકરશાહીનો વિશાળ ને વિશિષ્ટ ભાગ બની રહે છે એક અનિવાર્યતાની જેમ, અખંડ આવશ્યકતાની જેમ, હિંદની જનતા પર ગોઠવાયેલા એક નસીબની જેમ આ બધાનું બનેલું આખું તંત્ર એકની જેમ ગતિમાન થાય છે ત્યારે લાગે છે કે સૃષ્ટિના ક્રમ સાથે એ સહુ ચાલ્યું આવે છે, અને ચાલ્યું આવે છે તેમ ચાલતું રહે છે

હિંદી સિવિલ સર્વીસ હિંદમાં તો શું પણ દુનિયા આખીમાં અજોડ છે વ્યક્તિના નામના પાછળ આઈ સી એસ. આવે એટલે એની કિંમતી પી એચ ડી કરતા પણ ઘણી જ અધિક ગણી જાય છે તો આઈ સી એસ શું માનવ જાતના વિકાસમાં સાંપડેલી કોઈ સવિશેષ માનવ વિશિષ્ટતા છે? એવું એકવાર પૂછાતું હતું "ના ના, એવું કંઈ જ નથી" એવો જવાબ દેવાયો હતો.

આઈ સી એસ નો અર્થ માત્ર એટલો જ થાય છે કે એ ડિગ્રીધારી વ્યક્તિ જો હિંદી હોય તો સમાજના ઉપલા થરમાં ને ઊંચા કુટુંબમાં જન્મેલી છે, ઠીક કેળવણી પામેલી છે ને સરકારી તંત્ર ચલાવી દેવાના શિસ્તથી યુક્ત છે. પણ જો એ જ વ્યક્તિ અંગ્રેજ હોય તો તેણે ઓક્સફોર્ડ ને કેમ્બ્રીજ જેવી કોઈ જાહેર શાળાનું શિક્ષણ લીધું હોય છે, સખત હરિફાઈમાં પરીક્ષા પસાર કરી છે, એકાદ હિંદી ભાષાનો અભ્યાસ કર્યો છે તથા અંગ્રેજ સરકારના હિંદી તંત્રમાં આમેલણ કરવા માટે સીડી ચઢવાની શરૂઆત ડેપ્યુટી કમિશનર કે કલેક્ટર બનીને કરી હોય છે, અને પછી તે પોતે કોઈ મેજીસ્ટ્રેટ, કોઈ (એડમિનિસ્ટ્રેટર) નિયામક કે કોઈ કાર્યવાહક (એક્ઝીક્યુટીવ) હોઈ શકે છે એમ હોનાર કોઇ

ત્રીસ જ વરસનો છોકરો જ ભલે રહ્યો ને ! એના સત્તામત હાથમાં ચાર લાખ લોકોના નસીબ મૂકી શકાય છે પ્રાંતિક સ્વાયત્તતા પછી પ્રાંતોના આઈ. સી એસોને સૈદ્ધાંતિક રીતે જ હિંદી મંત્રીઓની હકુમત નીચે મૂકવામાં આવ્યા છે

આઇ સી એસના શિખર પર ગવર્નરનું પદ હોય છે, વાયસરોયની કારોબારીનું સભ્યપદ હોય છે, અને પછી એ પદવી પરથી પરવારનાર માટે જંગી પેનશન હોય છે ઇંગ્લેંડને આંગણે મનરંજન જીવન હોય છે એશઆરામી ઘડપણ હોય છે અને ફરજ માટે ખામોશ મઝાનો વાંચો મૂકતા જવાનું હોય છે સોનું પામવાની વ્યવસ્થા હોય છે એટલે એ વાનપ્રસ્થ દશામાં આપમેળે જ જીવનની બધી મોજ માથી બને છે

કહે છે કે સિવિલ સર્વીસ ચાકરી હોય છે એમાં હરનારા કનાન માથામાથી મુસ્તાક હોય છે એમાના ઘણાઓ અક્કડ ડોક રાખે છે, ને નેકટાઈ તાણી બાંધે છે એમાના ઘણા સેવા પૂરી કરીને પરવારતા હોય છે ત્યારે પણ હિંદમાં ક્યા પ્રવાહો ચાલી રહ્યા છે તેની ગતાગમ પામતા નથી અને કેટલાક તો જીવનભર એક જ પ્રાંતમાં રહેતા હોઈ, અખિલ હિંદ ભાનદશાને પામતા જ નથી પચીસ પચીસ વરસ હિંદમાં રહ્યા પછી પણ જેમણે મદ્રાસ કે લાહોર ન દીઠા હોય તેવા નમુના પણ મોજુદ છે

એવા આઈ સી એસના સંઘ પાછળ વરસે દહાડે પચીસ લાખ રૂપિયા ખરચાય છે ૮૬૮ ચોરસ માઈલ પર એક આઈ સી એસ નીમાય છે તથા અઢી લાખ હિંદી જનતા પર સરેરાશ એક આઈ સી એસની નિમણૂક થાય છે

એવી હિંદી મન્કાની આઈ સી એમ નામધારી નોકર ગાહીની પાછળ શસ્ત્રસજ્જ લશ્કર છે આઈ સી એમમા નીમાયના અગ્રેજો તો ઘણા જ થોડા છે પણ હિંદી લશ્કરમા છપન હજાર અગ્રેજ સિપાઈઓ છે એ બે વર્ગમા વહેંચાયના છે, એક અમલદાર વર્ગ તથા બીજો સૈનિક વર્ગ આખા લશ્કરમા નોન-કમીશન્ડ અમલદારો હિંદીઓ છે, બીજા બધા અમલદારો અગ્રેજો છે અદિ પણ અફઘાનીસ્તાન અગ્રેજશાહી ગલીચ કામ કરવા માટે હિંદીઓની નિમણૂક કરે છે બીજી મન્થાન પરની સત્તાઓએ પણ એનુ અનુકરણ કરવા માડયુ છે ફ્રેચ સત્તા સેનેગેલીમ ટૂકડીઓ વાપરે છે, ઈટાલિયન શાહીવાદ અસ્કારી ટૂકડીઓ રાખે છે તથા મચુકોમા જાપાન સરકાર ચીનાઓને યોજે છે બ્રિટિશને ખાત્રી છે કે તેમની હિંદી ટૂકડીઓ વફાદાર છે તેમને તેમણે મશીનગન વાપરવાની તાલીમ પણ આપી જે નેહરુએ એ ગેરે ઠીક કહ્યુ છે કે, " હિંદે આપેના હિંદી હાથ વડે અગ્રેજોએ હિંદને જીત્યો છે* ' એવુ સાભળીને કોઈ રાષ્ટ્રવાદી હિંદીને મરવા જાગતા હોય તો બને લાગે

આઈ સી એસમા તો પચાસ ટકા હિંદી તત્ત્વ ભને ભળે પણ લશ્કરમા એવુ ન થાય તેની તકેદારી બ્રિટિશ સરકાર ઠીક રાખે છે હિંદીઓને માટે લશ્કરી અમલદારની તાલીમ આપનારી શાળા ડહેરાદુનમા છે ત્યાથી તાલીમ પામ્યા પછીનો હિંદી ફીલ્ડ-પાર્શલ થઈ શકે છે અને મેજર પદ સુધી જ પહોચી શકે છે અને દર વરસે અગ્રેજી સૈનિકોના અમલદાર બનવા માટે દશ હિંદી અમલદારોને જ ચૂટવામા આવે છે વિમાની લશ્કરમા હિંદી જૂજ છે તથા ટેક ચલાવવામા તો એકે હિંદી નથી

* India was conquered by Britain with man power supplied by Indians

એવી હિંદી ઘટમાળના સરકારી શિખર પર છેક મથાળે વાયસરોય હોય છે. શાહી તાજના એ પોતે એક જ પ્રતિનિધિ છે. એમની નિમણુક આઈ. સી. એસમાંથી થતી નથી પણ પાંચ વરસ માટે ઇંગ્લેંડમાંથી કોઈ ઉમરાવજાદાને, કોઈ રાજકારણી પુરૂષને બ્રિટિશ સરકાર મોકલી આપે છે.

હિંદમા આવીને વાયસરોય પોતાની કાર્યવાહીને ભજે છે. કાર્યવાહીના દરેક સભ્યની નિમણુક પણ પાંચ વરસ પૂરતી જ હોય છે પરંતુ તે નિમણૂક કરનાર વાયસરોય નથી તથા વાયસરોયના પાંચ વરસ પૂરાં થતાં સભાસદોના પણ થાય છે તેવું પણ નથી. આજે સાત સભાસદો પૈકી ચાર આઈ. સી એસ છે તથા ત્રણ હિંદીઓ છે. ફેડરેશન સાથે જ આ પ્રમાણે નિમણૂક પામતી કાર્યવાહી ખતમ થશે તથા કેબીનેટ પર વડા પ્રધાન હશે તથા ફીડરલ ધારાસભામા જે રાજકીય પક્ષ બહુમતી ધરાવશે તેમાથી પશ્ચિમની પાર્લામેન્ટરી પદ્ધતિએ ચુંટાશે. કદાચ આજે છે તે કાર્યવાહી છેલ્લી હશે તથા હવે પછીની કાર્યવાહી સિવિલ સરવીસનુ યંત્ર નહિ પણ રાજકીય પક્ષનુ વાદ્ય બની રહેશે.

દુનિયાભરમા જો કોઈ એક જ આદમીના હાથમા અમર્યાદ સત્તા મૂકાયલી હોય તો તેનો દાખલો હિંદી વાયસરોય છે. જો કટોકટી આવે તો વાયસરોયના હાથમાં જગતના પાંચમા ભાગની વસ્તીનુ નસીબ નચવવાની સત્તા છે. ફેડરેશન પછી વાયસરોય શબ્દને બદલે ગવર્નર–જનરલ ના નામનો ઉપયોગ થશે.

આજે છે તે વાયસરોય મહાશય જાતે સ્કોટ છે. અડતાલીશ વરસની વયના અને વિક્ટર એલેકઝેન્ડર જોનહોપ, એવા નામવાળા છે. એ નામ સાથે મહા માનવંતા માર્ક્વીસ ઓફ લીનલી-

ચગો, પી સી કે. ટી ઝ઼. સી. આઇ. ઈ ઓ બી. ઇ. એવા બિરુદ લાગેના છે. એ પોતે ધધે બેકર હતા અને હિદના વાર સરોયોમા સૌથી વધારે કેળવણી પામેના છે. વગ્મો સુધી એમણે હિદનો અભ્યાસ કર્યો છે હિદી ખેતીવાડી પર નીમાયના રોયન કમિશનના પ્રમુખ તરીકે એમણે નણ વન્સ કામ કર્યું છે બાલ્ડવીને એમને વાઇસરોય બનાવ્યા તથા બાલ્ડવીનની જેમ પોતે મધ્યમમાર્ગી વનણ વાળા છે. જ્યારે એ દિલ્હી આવ્યા ત્યારે એમણે રેડિયો પર પ્રજાને પ્રવચન આપ્યુ હતુ તરત જ ગાધીજીની મુનાકાત માગી હતી. એમને ફેડરેશનના પહેલા વાયસરોય બનવાની તિવ્ર ઉમેદ છે પણ ૧૯૪૧મા તો એમની સેવાની સનદ ખનામ થાય છે.

૭

# ઘટમાળનાં ઘર્ષણ

બ્રિટને હિંદ પર શાહીવાદી સત્તા મેળવી, શાહીવાદના વેપારના નિકાસ માટે ઑસ્ટ્રેલિયાનો માર્ગ મેળવ્યો અને હિંદમાં જ બ્રિટનના શાહીવાદે પૂર્વમાં મોટી જંગી સેના રાખવાનું મથક મેળવ્યું. બ્રિટિશ શાહીવાદે હિંદમાં પોતાને ત્યાંના રાજકારણીઓ માટે શેતરંજ ખેલવાની રંગભૂમિ મેળવી, સિપાઇઓ માટે અનુભવ પામવાની સમરભૂમિ સંપાદન કરી. હિંદમાં જ અંગ્રેજ જુવાનોને નોકરીઓ માટે ને વેપારીઓને લખલૂટ નફા માટે મોકળાશ મળી. ૧૯૩૦ના અરસામાં ૨૫૦,૦૦૦,૦૦૦ પૌંડનું સોનું હિંદમાંથી ઇંગ્લૅંડમાં પહોંચી ગયું. એમાંનો મોટો ભાગ શ્રીમંતો અને મહારાજાઓનો હતો. એમાંનો બીજો ભાગ મૂંગાં ને ભૂખ્યાઓનાં ગામડાંઓમાંથી આવ્યો હતો અને તેથી પીડિત સુવર્ણ હતું.

બ્રિટને ૮૫૦,૦૦૦,૦૦૦ પૌંડ હિંદમાં રોક્યા છે જેમાં ૩૬૫,૦૦૦,૦૦૦ પૌંડ હિંદ પર લાદેલું કરજ છે. અને બાકીની રકમ બ્રિટને કારખાનામાં, વહાણવટામાં અને રેલવે તથા વીમાઓમાં રોકી છે. એ બધાંમાંથી વ્યાજના નફાના ઢગ રચાય છે.

બ્રિટને માંડેલી એ લૂંટના પાયામાં બ્રિટનની ટેરીફ પોલિસી છે. બ્રિટનની ટેરીફ નીતિ (વેપારી જકાત પદ્ધતિ) હિંદની જનતાની પાંગળી કમાણીમાંથી પણ દર વરસે ૩૦૦,૦૦૦,૦૦૦ રૂપિયા પડાવી લે છે. એ લૂંટનો બીજો હિસ્સો બ્રિટને મૂકેલા અમલદારો હજમ કરી જાય છે. દાખલા તરીકે સૌથી વડો અમલદાર વાયસરોય રહેવા કરવાની ઉમદા સગવડો અને બથ્થાં ભાડાં ઉપરાંત એકના પગાર પેટે વરસના ૨૫૬,૦૦૦ રૂપિયા લે છે, અને ગવર્નર વરસના ૧૨૦,૦૦૦ રૂપિયા પગાર લે છે તથા વાયસરોયની કારોબારીના દરેક સભ્યને ૮૦,૦૦૦ રૂપિયાનો પગાર મળે છે. હિંદી જનતાનું એ બધું શોષણ છે. હિંદી મહાસભા એ શોષણને ભયંકર કહે છે. હિંદી જનતાનું એટલું ય શોષણ જાણે ઓછું હોય તેમ બ્રિટનનું લશ્કરી ખાતું કરોડો રૂપિયા હજમ કરી જાય છે. અને તો ય હિંદ પાસે સાચું લશ્કર છે જ નહિ એવી સ્થિતિ જાળવવામાં આવે છે, અને લશ્કરને હિંદની જરૂરિયાતને માટે નહિ પણ કેવળ શાહીવાદી હિતો માટે જ માચવવામાં અને વાપરવામાં આવે છે. એવા લશ્કરનો વરસ દહાડાનો ખર્ચ

એ બહીને નહિ દેખનાર કોઈ કોઇ શાહીવાદી હિંદમાં કાયદેસર થએલી સરકારે કરેલા અનેક ઉપકારો ગણાવે છે. ગણવા પૂરતા એ ઘણા સરસ શબ્દો છે એક તો શાહીવાદે, હિંદને ઐક્ય આપ્યું, બીજું શાંતિ આપી, ત્રીજી વ્યવસ્થા આપી, ચોથો કાયદો આપ્યો, બ્રિટનનો ન્યાય આપ્યો, જાહેર સલામતી આપી, અને આઈ. સી. એસ. આપ્યા એવું એવું ઘણું આપ્યા છતાં, હિંદમાં ભૂખ ભભકી ઊઠી. હિંદે ન્યાયનો પ્રચંડ પુકાર ઉઠાવ્યો, હિંદે સ્મશાન શાંતિને પડકાર કર્યો, અને કાયદેસર સ્થપાએલી અને શાહીવાદી વ્યવસ્થા જાળવવા જ જીવતી સરકાર સામે મહાસભા—હિંદી મ્હાસભાના નાગમાં માથું ઊંચક્યું અને ઉચ્ચાર્યું કે :

કોઈ પણ પ્રજાનો સ્વતંત્ર થવાનો અને આત્મનિર્ણયનો હક્ક છે. હિંદનો એ હક્ક બ્રિટને રૂંધ્યો છે હિંદના એ યોગ્ય વિકાસ પર બ્રિટને ઘા કર્યો છે. બ્રિટનના શાહીવાદી શાસકો કહે છે કે હિંદ પોતાનું શાસન કરવાને લાયક નથી તે વાતનો હિંદી મહાસભા જોરશોરથી ઇન્કાર કરે છે. હિંદી મહાસભા વતી ગાંધીજીએ ત્રણ વાત કરી હતી કેઃ—

બ્રિટને હિંદની કરોડોની જનતા પર ભૂખમરો ઉતાર્યો છે, રાજકીય ગુલામી સ્થાપી છે, હિંદી સંસ્કૃતિને સૂકવી નાખી છે અને હિંદનું આધ્યાત્મિક પતન નિપજાવ્યું છે અને અંગ્રેજશાહીએ પરાધીન હિંદ પર ત્રાસ ને દમનનું ભયંકર રાજ ગોઠવી દીધું છે. સ્વતંત્ર કાઢવાની સત્તાથી ન્યાયની તુલાને તોડી નાખી છે અને અપરાધની સાબિતી વિના કે કામ ચલાવ્યા વિના કોઈને પણ પકડવાની સત્તા હાથ ધરી છે.

અને એક બીજી વાતને પણ હિંદી મહાસભા ધિક્કારે છે. એ વાત શોષણની છે. શોષણનો શુદ્ધ અર્થ કરીએ તો નફો કે લૂંટ એવો થાય છે.

બ્રિટને માંડેલી એ લૂંટના પાયામાં બ્રિટનની ટેરીફ પૉલિસી છે. બ્રિટનની ટેરીફ નીતિ (વેપારી જકાત પદ્ધતિ) હિંદની જનતાની પાંગળી કમાણીમાંથી પણ દર વરસે ૩૦૦,૦૦૦,૦૦૦ રૂપિયા પડાવી લે છે. એ લૂંટનો બીજો હિસ્સો બ્રિટને મૂકેલા અમલદારો હજમ કરી જાય છે. દાખલા તરીકે સૌથી વડો અમલદાર વાયસરોય રહેવા કરવાની ઉમદા સગવડો અને ભથ્થાં ભાડાં ઉપરાંત એકલા પગાર પેટે વરસના ૨૫૬,૦૦૦ રૂપિયા લે છે, અને ગવર્નર વરસના ૧૨૦,૦૦૦ રૂપિયા પગાર લે છે તથા વાયસરોયની કારોબારીના દરેક સભ્યને ૮૦,૦૦૦ રૂપિયાનો પગાર મળે છે. હિંદી જનતાનું એ બધું શોષણ છે. હિંદી મહાસભા એ શોષણને ભયંકર કહે છે. હિંદી જનતાનું એટલું ય શોષણ જાણે ઓછું હોય તેમ બ્રિટનનું લશ્કરી ખાતું કરોડો રૂપિયા હજમ કરી જાય છે. અને તો ય હિંદ પાસે સાચું લશ્કર છે જ નહિ એવી સ્થિતિ જાળવવામાં આવે છે, અને લશ્કરને હિંદની જરૂરિયાતને માટે નહિ પણ કેવળ શાહીવાદી હિતો માટે જ સાચવવામાં અને વાપરવામાં આવે છે. એવા લશ્કરનો વરસ દહાડાનો ખર્ચ ૫૦૩,૮૧૯,૦૦૦ રૂપિયાનો છે.

એ શોષણને નિભાવી રાખવા બ્રિટન હિંદમાં શિક્ષણને રૂંધી નાખે છે. શાહીવાદી સરકાર લાખો પૌંડ શાહીવાદના બચાવ માટે ખરચે છે પણ હિંદી બાળકને ભણાવવા પાછળ થોડીક પાઈઓ જ વાપરે છે. એ પાઈઓ વાપરવા પાછળ પણ અંગ્રેજી રાજની ઘટમાળના આંકડામાં તેત પૂરો કરે તેવા કારકુનો નિપજાવવાની એક માત્ર અંગ્રેજી મુરાદ છે. સ્ત્રીઓના શિક્ષણ કે વેપારઉદ્યોગના શિક્ષણ માટે સરકારને કશી જ દરકાર નથી.

શોષણનુ બીજુ પરિણામ વૈદકીય મદદની ભયકર અછત અને પરિણામે ફેલાતા અનેક રોગચાળા અને ભયાનક મરણપ્રમાણ છે હિંદમા દર વરસે એક કરોડ ઉપરાત ને મેલેરિયા લાગુ પડે છે અને તેમા દસ ટકા જેટના દરદીઓ પણ ઇપ્પિતાનની સારવાર કે ક્વીનીનની ટીકડી પામતા નથી

એ જ પ્રમાણે સામાજિક સુધારણામા બ્રિટનનો ફાળો નહિ જેવો જ છે હિંદમા પથરાયેલો બ્રિટિશ શાહીવાદ એવા સુધારામા પડતો નથી, કારણ કે સુધારો માણસાઇ અને સ્વમાનનુ ખમીર લાવતો હોય છે તેથી તો ડાહીડમરી બ્રિટનની બાદશાહી બોલે છે કે આપણે હિંદમા ધર્મની અને સામાજિક રિવાજની સ્વતત્રતાને અડવા માગતા નથી

એવા બ્રિટનના શાહીવાદે દાઝયા પર ડામ જેવો છ ડિયા એકટ ઘડયો છે એ પોકળ ધારામા હિંદ પાસે પરદેશનીતિનો જરા જેટલો પણ કાણુ નથી રમિક વાત તો એ છે કે દિલ્હીમા રાજકીય થાણુા રાખવામા જ નથી આવ્યા પરદેશી સત્તાઓના કોનસલોને દરિયાકિનારા પર જ વસવાની પરવાનગી આપવામા આવી છે વાયસરોય અને ગવર્નરોની ખાસ સત્તાઓ હિંદમા સ્વાતં ય ની ફેકડી કરતી હોય છે

અને તેથી તો હિંદી જનતાની રાજકીય જાગૃતિના પ્રતીક જેવી હિંદી મહાસભા છે અને તે હિંદી મહાસભાનો ભડકે બળતો પુણ્ય પ્રકોપ બોલે છે કે બ્રિટને હિંદભરમા ગરીબાઈ સરજી છે અને તે ગરીબાઈ પણ બોડી ઉકાળે તેવી છે

## ૮

# હિંદી મહાસભા

૧૮૮૫ની સાલમાં એલન ઓક્ટેવિયન હ્યુમે હિંદમાં ત્રીસ વરસ સુધી નોકરી કર્યા પછી હિંદી મહાસભાની સ્થાપના કરવામાં આગળ પડતો ભાગ લીધો. મહાસભાની શરૂઆતના દ્રષ્ટાઓને દેખાયું તેમ મહાસભાની ઘટનામાં જનકલ્યાણના અને રાજકીયને બદલે સામાજિક કાર્યક્રમને જ ઘટાવવામાં આવ્યો. એ ઘટનાને ગજવામાં ઘાલી હ્યુમ મહાશય તે સમયના વાયસરોય ડફરીનના આશીર્વાદ લેવા પહોંચ્યા. ડફરીન મહાશયે સમજાવ્યું કે મહાસભાનો પાયો રાજકીય રાખો, કારણ કે આપણી સરકારને સહુ સરકારોની જેમ વિનિત અને વફાદાર એવા સામનાની પણ જરૂર છે.

૧૮૮૫ના ડિસેંબરની ૨૮મી તારીખે પહેલી મહાસભા મુંબઈમાં મળી અને તેમાં બોતેર પ્રતિનિધિઓએ હાજરી આપી. થોડાં જ વરસોમાં એણે એટલો તો શોરબકોર મચાવી મૂક્યો કે ડફરીનને

એ તિરસ્કૃત લઘુમતિ કહીને બગતન્ક કરવાનુ મન થઈ ગયુ પણ તો ય લાંબા વખત સુધી મહાસભાએ સરકાર તરફની વફાદારી જાળવી રાખી અને ૧૯૦૪ તથા ૧૯૧૦મા અગ્રેજ પ્રમુખોને પધરાવ્યા ૧૯૧૪ના વિશ્વયુદ્ધ વખતે એમા ઉત્તેજના પામેલો રાષ્ટ્રવાદ ભભૂકી ઊઠ્યો અને મહાત્મા ગાધીએ મહાસભાનો કબજો મેળવ્યો. પછી ૧૯૨૯મા તો મહાસભાનો વિકાસ ખુલ્લી રીતે સપૂર્ણ સ્વાતત્ર્યનો પડકાર કરવા જેટલી પુખ્ત ઉમરે પહોચ્યો.

હિંદી મહાસભા કોઈ રાજકીય પક્ષ નથી પણ સમગ્ર હિંદી જનતાના હેતુઓ અને આત્મનિર્ણયનો યોજનાબદ્ધ આવિષ્કાર છે હિંદી મહાસભામા શ્રીમત ઉદ્યોગપતિઓ છે, અને ભૂખે મરતા કામદારો પણ છે, જાજરમાન જમીનદારો છે અને નાગાભૂખ્યા ખેતમજૂરો પણ છે હિંદી મહાસભામા મોળા છાણ જેવા મવાળો પણ છે અને અતિશય ઉગ્ર એવા ઉદ્દામો છે અને હિંદી મહાસભામા હિંદુઓ છે અને મુસ્લિમો તથા ક્રિશ્ચનો પણ છે, અને રાજસ્થાનોના ચાળવળિયા તથા આઠ પ્રાંતોના પ્રધાનો અને સમાજવાદીઓ, તથા સામ્યવાદીઓ પણ છે વરસના ચાર આના ભરીને કોઈને પણ મહાસભાના સભ્યપદે પહોચવાનો હક્ક છે પણ એટલી રકમ પણ હિંદી કિસાનો માટે ઘણી ભારે છે અને તો ય તે બાળકોના મોઢામાથી ચાર દિવસનો રોટલો કાઢીને ય મહાસભાએ પુકારેના સપૂર્ણ સ્વાતત્ર્યના ધ્યેયને વરવા પોતાની જાત મહાસભાને ચોપડે નોધાવે છે અત્યારે મહાસભાના કુલ સભ્યો ૩,૧૦૨,૧૧૩ જેટલા છે એ આકડો બ્રિટિશરાજ સામે મોરચો માડીને બેઠેલી હિંદી જનશક્તિનો લશ્કરી આક બતાવે છે

હથિયાર ધારણ કરવાની છૂટ નથી મહાસભા પાસે પોતાનુ રાષ્ટ્રધ્વજ છે મહાસભાને પોતાનો જાન્યુઆરીનો ૨૬મો દિવસ છે એ દિવસે હિંદીજનતા ૧૯૨૯ના સપૂર્ણ સ્વાતંત્ર્યના ઠરાવને જોરશોરથી યાદ કરે છે અને એ ધ્યેયને વરવા માટે મરીફિટવાના શપથ લે છે

૧૯૩૪મા જ્યારે મહાત્માએ સવિનયભંગની સત્યાગ્રહી ચળવળને સમેટી લીધી ત્યા થી મહાસભામા જૂના ઉદ્દામો જૂના થઈ જતા એક નવો ઉદ્દામ પક્ષ પરિસ્થિતિમાથી ઉગવા માડ્યો એ જ સમય જવાહરલાલ નહેરુ અને બીજા લોકનાયકોની અસરથી તથા ગદનાયોની પરિસ્થિતિમાથી હિંદમા સમાજવાદી વહેણો વહેવા લાગ્યા અત્યાર સુધી કેવળ રાષ્ટ્રવાદના જ કાબુ નીચે રહેતી મહાસભામા સમાજવાદ ઊગી નીકળ્યો મવાળોએ સમાજવાદ તરફ નાકનુ ટીચકુ ચઢાવી કે નજર વકાવી તેનો પ્રતિકાર કરવા માડ્યો અને એ રીતે મહાસભાની અંદર એક જાતના આતર કલહની શરૂઆત થઈ ગઈ

પછી ૧૯૩૭ની માનમા ઇંડિયા એકટના નવા બધારણ પ્રમાણે બ્રિટિશ હિંદના અગિયાર પ્રાંતોમા ચૂંટણી થઈ મહાસભાએ પોતાના ઉમેદવારો ઊભા કર્યાં અને અગિયાર પ્રાંતો પૈકી સાત પ્રાંતમા જીત મેળવી એ રીતે મહાસભા – તે જ મહાસભા જેણે બ્રિટિશરાજ સામે જંગ માડ્યો હતો તે બ્રિટિશ રાજની ઘટનામા જ ગોઠવાઈ ગઈ હોદ્દા સ્વીકારનો તે સમયે નહેરુ અને બીજા ઉદ્દામોએ સખત વિરોધ કર્યો અને સમજાવ્યુ કે સરકાર માથેનુ આ સમાધાન વિનાશક નીવડવાનુ છે એ રીતે ૧૯૩૪મા શરૂ થએલો ઉદ્દામો અને મવાળો વચ્ચેનો કલહ

ચાર માસ ચાલ્યો; પણ ગાંધીજીના મવાળપક્ષનો આખરે વિજય થયો. મહાસભાએ હોદ્દા સ્વીકાર્યા. સાત પ્રાંતોમાં મહાસભા સરકારની સ્થાપના થઈ, અને વાયસરોયે મહાન કટોકટીના પ્રસંગ વિના પોતાનો 'વેટો પાવર' ન વાપરવો તેવી મોઢાની સમજૂતી કરી.

મોટા નેતાઓએ અને મહાસભા કારોબારીના કોઈ પણ સભાસદે હોદ્દા પર ન બેસવું પણ મહાસભાના સુકાન નીચે બીજાઓને ઊભા કરવા એમ જવાહરલાલની સૂચનાનો સ્વીકાર થયો, અને મહાસભાવાદીઓના મવાળ પક્ષની બીજી હરોળમાંથી પ્રધાનો ઊભા કરવામાં આવ્યા. એ પ્રધાનો પાછળ રહીને મહાસભા કારોબારીએ દોરીસંચાર કરવાનું નક્કી કર્યું. એ રીતે બીજા વર્ગના મહાસભાવાદી મહાન નેતાઓ પ્રધાનો બન્યા.

પછી થોડીક મૂંઝવણો ઊભી થઈ. મહાસભાની કારોબારી ને મહાસભાવાદી સરકારો વચ્ચે ક્યાંક ક્યાંક અથડામણ આવી. એ વખતે કારોબારીએ ચાબુક વિંઝવા માંડી. ડો. ખરે નામના એક મધ્ય પ્રાંતના વડા પ્રધાનને આજ્ઞાધારક નહિ રહેવાના આરોપસર જાહેરમાં બરતરફ કરવામાં આવ્યા. કારોબારી માટે આ વર્તાવ કઢંગો હતો આવી બાબતમાં ખૂબ હળવી અને નાજુક રીતે ડો. ખરે સાથે કામ લેવું જોઈતું હતું.

નવા બંધારણમાં પ્રધાનો બનાવ્યા પછી મહાસભામાં બે ભય ઊભા થયા. એક એ કે સત્તા પર આવ્યા પછી સત્તાની લોલુપતા મહાસભાના મવાળપક્ષને મીઠી લાગવા માંડી અને તેમણે શુદ્ધ રાષ્ટ્રવાદને પોતાની સત્તાના ચોકઠામાં જકડી દેવા માંડયો. સરકાર ચલાવવાના સકંજામાં મહાસભાનો ઉદ્દેશ ભૂલાયો, મવાળતા વધારે

મોળી થઇ અને આ દશાને હિંદનો ઉદ્દામવાદ શાહીવાદની સાગરીત દશા નહીંકે ગણાવવા લાગ્યા.

પ્રાંતીય સ્વાયત્તતા એ બ્રિટન શાહીવાદી નદીનો મોહક મુજરો હતો. એ મુજરા ી કુશળતાનો વિજય થયો અને ક્રાન્તિકારી મહામભા સસ્થા સરકારી જવાબદારીએ અદા કરવામા અટવાઈ પડી. મહામભાએ મવાન નેતાગીરીની મનાહથી કાટાવાળા તાજ પહેરી લીધા અને તાજવાળા પણ સત્તા વિનાના મહામભાવાદી શાસકો વાયમરોયની ધુમગીમા દિ દી જનતાની ધૂરા હાકવા લાગ્યા. ભારવાડી પ્રધાનોના ખભા પર બોજો જ માત્ર આવ્યો અને 'વેટો-પાવર', રક્ષણખાતુ તથા પરદેશખાતુ અને ફીકરન ફાયનેન્સ બ્રિટનનો શાહીવાદ સર્વ હક્ક સ્વાધીન બનાવીને સભાળી રહ્યો.

મહાસભા સરકારના પ્રધાનો બધા જ મવાળો હોઈ તથા મહાસભાનુ સચાલન મવાળ પક્ષના હાથમા હોવાથી મહામભા સરકારોમા ખાસ કરીને મુબઈ, સંયુક્ત પ્રાત તથા બિહાર અને મદ્રાસની સરકારોને ઉદ્દામવાદી મૂંઝવણ મૂંઝવવા લાગી. ઘણાં વરસો સુધી મહાસભાએ જનતાને આપેલાં વચનોને ફરી બોલીને એ પ્રાંતોમાં મહાસભા સરકારે ઘોડોના મત મેળવ્યા પછી સરકાર ચલાવવામાં ચૂંટણી-જોડેરનામાં ચવાઈ ગયાં અને મૂંઝવણ વધી. ખાસ કરીને મુબઈની મહાસભા સરકારના પ્રધાન મિ. મુનશી જેમણે એક વખત પોલીસરાજ સામે સત્યાગ્રહ માંડયો હતો, તેમને પોલીસખાતાના વ્યવસ્થા રાખનારા પ્રધાન તરીકે કામદારો પર ગોળીબાર કરવાનો હુકમ આપવો પડયો, અને રાજગોપાલાચારીને પણ મહામભાની છબીમાંથી મોઢું બદલીને એવાં જ પગલાં લેવાં પડયા. સરકારના જૂના અને લોકનિંદિત ત્રાસજનક પોલીસ

કાનૂનને પવિત્ર ગણાવવો પડ્યો. એ ન્યાયે મહાસભા પ્રધાનમંડળોને ઉદ્દામવાદીઓ કે સામ્યવાદીઓ ઉપરાંત કેવળ મહાસભાવાદીઓને પણ રાજદ્રોહના ગુના માટે ગિરફતાર કરવા પડ્યા. પણ કેટના ચોવીસ વર્ષ સુધી એ જ કાયદાને મહાસભાએ હળાહળ જેવો ઝેરી માની ધિક્કાર્યો હતો તેનું શું ?

ઉદ્દામવાદીઓ પૂછે છે કે મહાસભાનું મૂળ જે પૂર્ણ સ્વાતંત્ર્ય પર રોપ્યું છે તથા મહાસભાનું ધ્યેય જે બ્રિટિશરાજ સાથેનો બધો સંબંધ તોડી નાખવામાં આવે છે તેનું શું ? એવા અનેક સવાલો મહાસભાવાદી મવાળ નેતાગીરીને મૂંઝવે છે અને તોપણ બાટલીવાલા નામના એક મહાસભાવાદી અને સામ્યવાદી નેતાને લડાઈ વિરોધી ભાષણ કરવા માટે છ માસની સખત મજૂરીની જેલ એક મહાસભા સરકારે એનાયત કરી છે અને શાહીવાદ તરફની એ વફાદારીની આગેકૂચ શરૂ થઈ ચૂકી છે એ ઉપરાંત મહાસભા સરકારને કામદારો અને કિસાનોના નાગરિક સ્વાતંત્ર્ય પર તરાપ મારતા કાયદાઓ કરવા પડે છે, મામલતદારોને લોકવિચાર સામે ઉગ્ર પગલાં લેવાના ઈસારા કરવા પડે છે. અમદાવાદ, મોનાપુર અને કાનપુરમાં કામદારો સામે એવા કોરડા વિઝાઈ ગયા છે અને તેથી સામાન્ય મહાસભાવાદીઓનો પ્રકોપ પણ મહાસભાની મવાળ નેતાગીરી સામે પ્રજ્વળી રહ્યો છે પણ આ બધામાંથી સરકાર ચલાવવાનો અનુભવ મહાસભાને મળશે જ, જેની તેને ખૂબ જરૂર હતી.

૧૯૩૮ના ફેબ્રુઆરીના મહાસભાના ત્રિપુરી અધિવેશનમાં ઉદ્દામો અને મવાળો વચ્ચેનો કલહ જરાક ઊંચો થયો. ૧૯૩૮ના પ્રમુખ શ્રી સુભાષચંદ્ર બોઝે બીજા વરસ માટે ફરીવાર ઉમેદવારી નોંધાવી. મહાસભાના ચાર આનાના પણ સભ્ય નહિ છતાં અંદરખાનેથી સમુખત્યાર જેવા બનેલા ગાંધીજીએ સુભાષ સામે પટ્ટાભિને

ઊભા કર્યા અને પોતાના મવાળપક્ષને ચૂટણી જગમા ઝૂકી પડવાની હાકલ કરી. સુભાષે પણ મહાત્મા સામે ઉદ્દામદળોને પોતાને માટે અપીલ કરી ઉદ્દામોના બળની આ કસોટી હતી. હિંદમા પહેલી વાર ડાબી જમણી પાખો પોતપોતાના પ્રમુખ માટે ફફડી રહી જવાહરલાલ પણ ગાધીજીની સોડમા જઈને ભરાયા. એક તરફ ગાધી-પટેલનો મજબૂત મોરચો બધાયો. બીજી બાજુ સુભાષ બોઝ ઉદ્દામોના પક્ષ સાથે ઝઝૂમી રહ્યા પરિણામ આવ્યુ. બોઝનો વિજય થયો. "બોઝનો વિજય થયો તેમા મારો પરાજય થયો છે." ગાધીજીએ કબૂલાત કરી એ પરાજયમા ગાધીજીના ખોળામા બેઠેલા જવાહરલાલને પણ પરાજય અનુભવ્યો.

'એશિયાના ભીતરમાં'



ગાંધીજી

## ૯

# મિસ્ટર ગાંધી

"I am not a visionary. I claim to be a practical man."

M. K. Gandhi.

તૈમારા વડવાની વડવાઈ, ભગવાન ઈસુનો પ્રેમધરમ અને મૂડીવાદનું માનરૂપ–બધાનું ભેળસ્વરૂપ તે મિસ્ટર ગાંધી છે, અને તે બુદ્ધ પછીના બીજા મહાપુરૂષ છે.

જુવો જુવો ને ચાલ્યું જાય—દેખો દેખોને સટકી જાય, સમજાય છતાં ન સમજાય તેવું, કળાય તો ય અકળ રહે એવું ગાંધીનું રૂપ એક સાથે અનેક છે. કોણ કહે છે કે એ સાધુ નથી? અને તો ય એ રાજકારણપટુ પણ છે જ છે. અને તો ય એ નંબર એકના તકવાદી છે અને તેથી તો કહીએ છીએ કે સામાન્ય રેખાઓ મિસ્ટર ગાંધીનું ચરિત્ર દોરી શકતી નથી.

દાખના તરીકે, હિંદને ગાંધીજીએ ધરેલી ભેટ–અહિંસા અથવા સત્યાગ્રહના આચાર–વિચારની છે અને તે ય અહિંસાની સાથોસાથ એ પોતે બ્રિટનને ગયા વિશ્વવિગ્રહમાં મદદ કરતા હતા બીજી વાત અપવાસની છે નૈતિક કારણોથી જ એ અપવાસ કરે છે અને તે ય તેમાથી વ્યવહારૂ સગવડતા સંભાળી લઇ ને કારણ કે જ્યારે એ જેલમા અપવાસ કરે છે ત્યારે બ્રિટિશ સરકાર તેમને જેલમાથી મુક્તિ આપે છે જાણે આકાશ તત્ત્વના સતા હોય તેવા ગાંધીજી અપવાસ કરીને હવા થઇ શકે છે ને હવા થઇ ને કારાગારના કમાડ ખોલાવી શકે છે જો કે જેલની બહાર આવવાના સાધન તરીકે અપવાસને વાપરવાનો એમનો પોતાનો ઇરાદો કદી હોતો નથી એમનો છેલ્લો અપવાસ રાજકોટના રાજાનો હૃદયપલટો કરાવવા ૧૯૩૯ના આવ્યો અને હૃદયપલટા વિના જ એ દિવસમા ખતમ થઈ ગયો અને અપવાસ વિ ની ગેબી ગૂઢતાને ગુંજતો ગયો

એમ જોતા તો મિસ્ટર ગાંધીના વ્યાઘાતો ઊડીને આંખે વળગે તેવા છે. ત્યારે ગાંધીજી ગળવાખોર હતા, પછી એમણે સ્વરાજનુ સત્ય (substance) માગ્યુ. હવે ગાંધીજીએ નવા બંધારણમા બ્રિટિશરાજ સાથે હાથ મિલાવ્યો છે હવે પોતે એમ કહે છે કે સ્વાતંત્ર્ય સત્યાગ્રહથી નહિ પણ બ્રિટિશરાજ સાથેના બંધારણીય સહકારથી મળશે અને તેથી હવે અસહકાર ખતમ થઈ જાય છે મિસ્ટર ગાંધી જેણે સત્યાગ્રહના સંગ્રામથી બ્રિટિશરાજને ધ્રુજાવી દીધુ હતુ તે જ આજે ઈ. સ. ૧૯૩૯મા બ્રિટિશ શાહીવાદના મહાન હિંદી મિત્ર બની પડ્યા છે.

ગાંધીજીનો બીજો વ્યાઘાત એમનુ અસ્પૃશ્યો તરફનું અને વર્ણાશ્રમ ધર્મ તરફનું વલણ છે. મિસ્ટર ગાંધી અસ્પૃશ્યોને આગળ

નાવવામા પોતાની શક્તિનો મોટો ભાગ ખરચે છે અને તોપણ તેમને હિંદુધર્મમાથી અળગા કરવાની વાતનો પ્રતિકાર કરે છે હિંદુધર્મે જ જેમને અસ્પૃશ્ય નાખ્યા છે તેમાથી તેમનો જવા દેવા ઉપરાંત બીજી બધી આરાધના કરવા ગાધીજી તૈયાર છે ગાધીજીને મન અસ્પૃશ્યો હરિજન હિંદુઓ છે

એ ઉપરાતના ગાધીજીના વ્યાઘાતોમા તેમનુ વિજ્ઞાન તરફનુ વલણ છે ગાધીજીને મન આજનુ વિજ્ઞાન એક અભિશાપ રૂપ છે અને તોપણ પોતે ચસ્મા વાપરી શકે છે અને થર્મોમિટર રાખી શકે છે ગાધીજી હિંદુ–મુસ્લિમ ઐક્યની તકીનાત કરી શકે છે, પણ કોઈ હિંદુ મુસ્લિમ ધર્મ ધારણ કરે તો નારાજ થની જાય છે ગાધીજી આજે હિંદી મહાસભાની આખો, કરોડ અને આત્મા બની શકયા છે અને તો ય એ મહાત્મા સરમુખત્યાર મહાસભાના ચાર આનાના સભાસદ પણ નથી એમની પોતાની બધી વસ્તુ તરફની દષ્ટિ ધાર્મિક છે અને તો ય હિંદુધર્મને બાદ કરીએ તો એમનો ધર્મ શો છે તે કહેવુ મુશ્કેલ પડી જાય

એ બધુ ભલે હો પણ મિસ્ટર ગાધીનો જીવનઇતિહાસ ખરેખર સાચો રીતે વીરતાથી ભરેલો છે ગાધીજીએ લડત કરી જાણી છે અને જીતી જાણી છે એ લગોટ મારેલો ને સુકનકડી સરખો નાનકડા માણસ, જે રેંટચક્ર પાસે માનમ પડે છે, જેનુ વજન ફક્ત ૧૧૨ રતલ છે, તેણે હજુ ગઈ કાલે જ દુનિયાએ નહિ દીઠેલા એના મહાન સામ્રાજ્યને ભીડાવ્યુ હતુ અને હાર આપી હતી ત્યા સુધી હિંદ પરતુ બ્રિટિશરાજ એ હિંદનુ માઠુ નસીબ હતુ એણે એ માઠા નસીબને શિકસ્ત આપી છે

કેટલાક જુવાન ઉદ્દામ રાષ્ટ્રવાદીઓ ગાધીજીની આજની મૂઢતાથી ગૂંગળાઈને અધીરા થઈ રહ્યા છે અને બ્રિટિશરાજ

સાથેની ગાંધીજીની દોસ્તી હદ વટાવી જતી હોય તેમ તેમને લાગે છે. લોકો આજે વિચાર કરતા થઇ ગયા છે. વીસ વરસની ઉજળી કારકીર્દિ છતાં ગાધીજી હવે વધારે પડતા મવાળ થતા જાય છે ને તેમનું વજન હિંદમાથી ઘટવા માડયું છે.

અને તો ય હકીકત છે કે મિસ્ટર ગાંધી હિંદીઓમા સૌથી મોટી અગત્ય ધરાવે છે. એ પોતે એક ચોક્કસ જાતના સરમુખત્યાર છે.........અને આજે, આજે પણ એ જ આદમીની તાકાત છે કે એક શબ્દના ઉચ્ચાર સાથે, એક નાનકડી આંગળીને ઉંચકવા સાથે રાષ્ટ્રવિપ્લવ પ્રગટાવી શકે છે અને માનવજાતના પાચમા ભાગમા—હિંદનાં પાંત્રીસ કરોડમાં સત્યાગ્રહનો રણનાદ જગવીને સંગ્રામને સરજી શકે છે.

## ૧૦

# ગાંધીજીની જીવનકથા

૧૮૬૯ના ઓક્ટોબરના બીજા દિવસે મોહનદાસ કરમચંદ ગાંધીનો જન્મ કાઠિયાવાડના પોરબંદર રાજ્યમાં થયો. આજે એમની ઉમર સિત્તેર વરસની છે, જે હિંદમાં ઘડપણ ગણાય છે ને જાપાનમાં પુખ્ત વય કહેવાય છે. ગાંધીજીનું કુળ વૈશ્ય જાતનું અને રૂઢ અમલદાર વર્ગનું છે. ગાંધીજીના બાપા તથા દાદા બન્ને દીવાન હતા. એમના બાપ જેમને ગાંધીજી બહાદુર અને પતનમુક્ત તરીકે વર્ણવે છે તે ચાર વાર પરણ્યા હતા તથા ગાંધીજી તેમની ચોથી સ્ત્રીનું છેલ્લું ફરજંદ છે. ગાંધીજી પર તેમની ધાર્મિક વિધિવિધાનમાં લત રહેતી ભક્ત માતાની અસર છે. જે અસર ગાંધીજી પોતાની આત્મકથામાં નીચેના શબ્દોમાં વર્ણવે છે :

"મારી યાદ પર માતાની સાધુતાની અસર તાજી છે. માતા ખૂબ જ ધાર્મિક હતી, અને રોજની પ્રાર્થના વિના અન્ન લેતી

નહિ એણે કોઇ વખત ચાતુર્માસ જતા કર્યાં નથી એક માથે બેત્રણ અપવાસો તો અનાયાસે કર્યા જ કરતી, અને કોઇ ચાતુર્માસ તે એક ટાણુ કરતી તો બીજા ચાતુર્માસમા સૂર્યદર્શન કર્યા વિના જમતી નહિ તે દિવસોમા અમે છોકરાઓ આકાશ સામે તાકી રહેતા અને સૂરજ જણાતા માને બૂમ પાડતા મા સૂરજને દેખવા દોડી આવતી, પણ ઘણી વાર સખુ સૂરજ એ આવે તે પહેલા ભાગી જતો અને એવુ ખાપૂ પડાવી જતો 'કાઈ નહિ, ભગવાનની ઇચ્છા હુ આજે ન ખાઉ એવી છે' મા આનદથી મન મનાવતી '

નિશાળમા ભણતા ગાંધીજીને એક મિત્રએ કહ્યુ કે, " હિંદી ઓ માસાહાર નહિ કરતા હોવાની નબળા છે અને અગ્રેજો આપણા પર રાજ કરે છે કારણુ તે માસ ખાય છે "

ગાંધીજીને રાજકર્તા જેવા બળવાન થવાની કળ જડી ગઈ એમણે નિષેધાયેલો આહાર લેવાનો નિશ્ચય કર્યો અને બકરાનુ માસ ખાધુ પણ પછી ? ગાંધીજીની અદરની આખો આગળ મરણ પામતુ બકરૂ ચિત્કાર કરી રહ્યુ એક વખત એ જીવતુ હતુ પછી વધેરાઈ ગયુ અને એનુ માસ ગાંધીજીના જઠરમા જમા થયુ હતુ ગાંધીજીની સહૃદય કલ્પના એટલેથી અટકી નહિ જાણે જઠરમા બકરુ જીવતુ થયુ હતુ. જાણે અદર ઊભુ થઇ જઈને ચિચિયારી કરતુ હતુ ગાંધીજીએ કાન દબાવ્યા, આખો મીચી, ચડકી ઊઠેલા માથાને શાત કર્યું અને ફરી કોઈવાર માસાહાર ન કરવાના શપથ લીધા એ વિષે ગાંધીજી લખે છે કે, "હુ દુરાચારના દાવમા અધ અને મૂગો બની ગયો

હતો. હું પાપમાં પટકાઇ પડ્યો પણ પ્રભુએ પોતાની અનંત કૃપા વડે મને બચાવી લીધો."

પછી તેર વરસની ઉંમરે મોહનદાસનાં લગ્ન લેવાયાં. તેર વરસ પહેલાં તો ત્રણવાર વિવાહ થઇ ચૂક્યા હતા. પણ મોહનદાસને વરાવેલી છોકરીઓ લગ્ન પહેલાં જ અવસાની ગઈ હતી તેર વરસના મોહનદાસ ૧૦ વરસના કસ્તુરબાઈ સાથે ફેરા ફર્યાને પતિ બન્યા લગ્નોત્સવીયા ધામધૂમ કરીને ઉજવાયા ત્યારે મોહનદાસ પત્ની પરવાર્યા હતા એ વિષે ઉલ્લેખ કરતા ગાંધીજી જણાવે છે કે

"લગ્નવેળાએ તો હું પત્ની જવા માટે આતુર બની ગયો હતો અને ત્યારે મને બધું યોગ્ય, આનંદી અને ઉચિત દેખાતું હતું. ત્યારે મને ખ્યાલ નહોતો કે મારું બાળલગ્ન કરી દેવા માટે હું એક દિવસ બાપાને સખત ઠપકો આપીશ.. ..... પણ પછી મને ધણીપણું ધારણ કરતા વધારે વખત લાગ્યો નહિ."

લગ્નજીવન વિષે ગાંધીજી લખે છે કે

"કસ્તુરબાઇ નિરક્ષર હતા હું તેમને ભણાવવાને વણો ઉત્સુક હતો પણ કામવાસનામાંથી સમય બચતો જ નહિ. પરિણામે કસ્તુરબા આજે અન્ધા મૈકા પછી પણ કેવળ અક્ષરો જ ઉકલી શકે છે મને ખાતરી છે કે અમારા પ્રેમમાં કામવિકાર ન હોત તો આજે કસ્તુરબા એક વિદ્વાન સ્ત્રી જરૂર હોત."

જ્યારે મોહનદાસ પંદર વરસના થયા ત્યારે કસ્તુરબાઈને પહેલું બાળક સાંપડ્યું, અને તે જ અરસામાં મોહનદાસના બાપા મરણ પામ્યા. જ્યારે બાપા મરણપથારી પર હતા ત્યારે

મોહનદાસ પત્ની સાથે વિષયસેવનુપ સેજમા સૂતા હતા આ પ્રસગ ગાધીજીએ આત્મકથામા પોતાની શરમ તરીકે વર્ણવ્યો છે તથા કહ્યુ છે કે, ' એ ડાઘને હુ કદી વિસરી શકીશ નહિ કે નિવારી શકીશ નહિ '

ગાધીજીની આખી આત્મકથામા જાતીય વેગ ખૂબજ મજબૂત દેખાય છે પાને પાને ગાધીજીએ પોતાની પાર્થિવ ઈચ્છાઓ અને વિષયવાસના વિષે લખ્યુ છે ૧૯૩૩મા પણ એમણે કહ્યુ કે, ' હજુ મે મારા કામવિકાર પર છેવટનો વિજય મેળવ્યો નથી ' ચાર ચાર વાર વેશ્યાગૃહ પર જતા એમને ભગવાને બચાવી લીધા હતા એમનુ પહેલુ અને જોરદાર મનોમથન જાતીય હતુ અને દુનિયાની જરૂરિયાતોના ત્યાગની એમની ભાવના પણ જાતીય વેગને અનુલક્ષીને ઉચ્ચારાઈ છે એમના આજ સુધીના એકે એક ખોરાક સાથેના પ્રયોગો અને બકરીના દૂધની છેલ્લી પસદગી પણ જાતીય આવેગના વેગને ઓછો કરી દેવાના ઉદ્દેશથી જ છે ઈ સ ૧૯૦૦થી એકત્રીસ વરસની ઉમરથી એમણે સભોગનો ત્યાગ કર્યો, ૧૯૦૬મા એમણે અખડ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી આત્મસયમનુ ગાધીજીને મન એ પહેલુ પગથિયુ છે, અને અહિંસાને માટે પણ તે પહેલુ જરૂરી પગલુ લેખાયુ છે

હિંદમા અભ્યાસ પૂરો કર્યા પછી કાયદાનો અભ્યાસ કરવા ગાધીજીએ લડન જવાની તૈયારી કરી તે દિવસોમા દરિયા પાર જવુ એ ધાર્મિક દૃષ્ટિએ અગવડભર્યુ હતુ ગાધીજીએ પરદેશગમન માટે કાકાની મજૂરી માગી અને કાકાએ કચવાતે મને મજૂરી આપી મોહનદાસને સમુદ્રગમન કરવા માટે જ્ઞાતિ બહાર મૂકવામા આવ્યા પણ એમણે લડન જવાની વાત પડતી મૂકી નહિ, અને

પરદેશના ખરચ માટે પત્નીનાં ઘરેણાં વેચીને એમણે તૈયારી કરી દીધી. કદી પણ માંસાહાર નહિ કરવાની, દારૂ નહિ પીવાની અને પરસ્ત્રીસંગ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવડાવી તેમની ધાર્મિક માતાએ તેમને રજા આપી. મોહનદાસ જુવાન વયે લંડનની ટિકિટ કઢાવી ઊપડયા. એમના માથામાં એક જ મહેચ્છા હતી; બાપાની જેમ દીવાન થવાની.' ૧૮૮૮ના સપ્ટેંબરમાં ગાંધીજી ઈંગ્લૅન્ડને કિનારે ઊતર્યા. લંડનમાં આવીને જુવાન મોહનદાસ આ વિચિત્ર ટાપુના રહેવાસીઓ જે પોતાના દેશને ગુલામીમાં રાખતા હતા તેમને જોતા ફરવા લાગ્યા. ત્યારે એક ભાઈબંધ મોહનદાસને શિખામણ દેતો હતો. "બીજાની વસ્તુને તેની રજા વિના અડકવું નહિ; ગોરાઓના આ મુલકમાં પહેલી ઓળખાણે પ્રશ્નો પૂછવા માંડવા નહિ; મોટેથી વાત કરવી નહિ."

જુવાન ગાંધીએ એ શિખામણો ગોખી લીધી અને પાછી ૧૦ પૌંડની કિંમતનો પોશાક ખરીદ્યો અને ફ્રેંચ તથા લેટિન ભાષા શીખવા માંડી, નાચ કરવાના પાઠ લેવા માંડ્યા અને શુદ્ધ નિરામિષ ખોરાક શોધવા ભટકવા માંડ્યું. લંડનમાંના હિંદી કોલોનીમાં જુવાન મોહનદાસને મિત્રો મળ્યા અને નિરામિષ સંસ્થાની કાર્યવાહીમાં જોડાયા. શરમાળ ગાંધીજી નીચેથી ઊંચું જોઈ શકતા નહિ. એમણે પહેલું ભાષણ આપ્યું તે કાગળ પર લખેલું વાંચ્યું, અને તે પણ મહા મુશ્કેલીથી.

એમ લંડનનું ભણતર ભણ્યું અને ગાંધીજી હિંદ પાછા આવ્યા. પાછા આવીને એ નવા બૅરિસ્ટરે મુંબઈમાં પ્રેક્ટીસ શરૂ કરી. બૅરિસ્ટર મોહનદાસે વકીલાત શરૂ કરી. પહેલા કેસમાં પોતે સામા પક્ષના એક સાક્ષીને સવાલ પૂછવા ઊભા થયા. પણ ત્યાં ટાં-

ઘણા વખતથી પકડી ગયેલો મવાન મટકી નાખે અને ગાધીજીને કર્જ પૂછ્યા વિના બેસી જવુ પડ્યુ

૧૮૯૩ની માત્રમા બૅરિસ્ટર મોહનદાસ હિંદમા કઈ વકીલાતનુ કામ ન ચાલવાથી આફ્રિકા જવાની તૈયારી કરી રહ્યા શરૂઆતમા બ્રિટિશ સામ્રાજ્યવાદના વફાદાર નાગરિક તરીકે ગાધીજીનુ વર્તન હતુ પણ પછી ગોખલે અને બીજા હિંદી નેતાઓની હોમરૂલની ચળવળમા એમણે રસ લેવા માડ્યો

પછી બોઅર વિગ્રહ અને ઝૂલુ બળવો ફાટી નીકળ્યા એ બન્નેમા બ્રિટિશ શાહીવાદના પ્રતિનિધિ તરીકે ગાધીજીએ અગત્યની ઘણી મદદ કરી અને સરકારી અભિનદનો મેળવ્યા, અને ૧૯૧૪ના યુદ્ધ વખતે તો શાહીવાદને મદદ કરવા દોડી ગયા હતા

આફ્રિકાના વાસ દરમિયાન ગાધીજીને ગુલામ હિંદી જાતિના હોઈ ડગલે ને પગલે પોતાની પરાધીનતાનો ખ્યાલ આપનારા માનભંગ, અપમાન અને ધોલધપાટ તથા લાતપાટુ પણ મળ્યા અને તેમને એક કૂતરાની જેમ ગણવામા આવ્યા એમને માટે હોટેલમા જગા નહોતી, કારણ કે તે પરાધીન મુલકના વતની હતા

એ બધા જીવનસંજોગોમા ગાધીજીના જીવનમાથી બે પ્રવાહો ફૂટ્યા એક તરફ ઉગ્ર થતા હિંદી રાષ્ટ્રવાદમા એમને રસ પડતો ગયો બીજી તરફ રસ્કિન અને ટોલ્સ્ટોયની અહિંસાની વિચારસરણી પર એ વિચાર કરતા થયા ધીમે ધીમે વકીલાતમા અહિંસા આવતા તે ધીકતી ગઈ અને વાર્ષિક વીસ હજાર રૂપિયાની પેદાશ સુધી પહોંચી એ પેદાશને સમેટીને એમણે એક ફરીમાર્ઈને વરેલુ કોલોની સ્થાપ્યુ તથા દક્ષિણ આફ્રિકાના હિંદીઓ તરફથી 'ઈંડિયન ઓપીનિયન' નામનુ એક છાપુ શરૂ કર્યુ તેમજ હિંદમા ચાલતી

શાહીવાદ સામેની લડતને આલેખતું એક 'હિંદ સ્વરાજ' નામનું પુસ્તક લખ્યું. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના હવે મિસ્ટર મોહનદાસ એક ના એક નેતા બની ગયા તથા એક પછી બીજા સત્યાગ્રહો ખેલી ગયા, તથા તેણે વારંવાર જેલમાં જઈ આવ્યા. એ લડતની સાથોસાથ ગાંધીજીએ પોતાની જાત સાથેની લડત પણ શરૂ કરી દીધી હતી. ખાણીપીણી સાથેના અવનવા અખતરા આદર્યા હતા, મીઠું, ચા તથા સૂર્યાસ્ત પછીના ખાણાનો ત્યાગ કર્યો હતો અને સોમવારને મૌનદિન બનાવ્યો હતો. બ્રહ્મચર્યને માટે બકરીના દૂધને પસંદ કર્યું હતું, પણ દૂધ તો કેવળ શાકાહાર ન કહેવાય તેનું શું? એવી એવી અનેક મથામણો પર તરે ઉપર થતા મિસ્ટર મોહનદાસ હવે ગાંધીજી બની ચૂક્યા હતા તથા પીસ્તાળીસ વર્ષની ઉંમરે <u>૧૯૧૪ની</u> સાલમાં હિંદ પાછા આવવા નીકળી ચૂક્યા હતા.

## ૧૧

# દરિયાપારથી જાદુગર આવ્યો

Out of South Africa there came a wizard across the seas.

Mrs. Sarojini Naidu.

ત્યારે ય જાદુગરો જ આવ્યા'તા, ચમચા લાવ્યા'તા ને ચાટલાં લાવ્યા'તા, વેપારીઓ થઈને આવ્યા'તા ને ગોરાં મોઢાં ભભકાવી સુધારાની વાતો કરતા હિંદની ધરતી પર જામી પડ્યા હતા. ત્યારે તેમની જમાવટની જંજીરોને જોઈ તેમને હિંદના દાદા દાદાભાઇ નવરોજજીએ શાપ આપ્યો. એ શાપને સાચો કરવા જાણે દરિયા પારથી દોડી આવતો હોય તેવો એક આવ્યો ને ૧૯૧૯ની સાલમાં હિંદને કિનારે ઊતર્યો.

જાદુગર જેવો જ તે હતો. બટાકા સરખું ને સુકલકડી શરીર હતું. અંગરખાની કાંસો તાણી બાંધી હતી. ટૂંકી પોતડી પહેરી હતી. ને માથે મોટી કાઠિયાવાડી પાઘડી ઓઢી હતી ને બોલતો

હતો કે આફ્રિકાથી આવ્યો છું ને સત્યાગ્રહ લાવ્યો છું. એ સાંભળીને હિંદની ગોરી સરકાર ઘડીભર ગોઠણભર થઈ રહી. કારણ કે એ શાહીવાદી સરકારને ગાંધીજીના એ સત્યાગ્રહનો પરચો -આફ્રિકામાં પડયો હતો. સરકાર તેને સંભાળી રહી. પાછો જાદુગર બોલ્યો, 'અને અહિંસા લાવ્યો છું.' ત્યારે ય સરકાર સળવળતી.

એમ જાદુગર આવ્યો ને એણે આખું ૧૯૧૪નું વરસ હિંદની ધગતી સુંઘવામાં વિતાવ્યું અને ૧૯૧૫ની સાલમાં અમદાવાદમાં કોચરબ–પાલડીના રસ્તા પર એક બંગલો ભાડે લઈ ત્યાં આશ્રમ નાખ્યો. એ આશ્રમમાં એણે ગરીબોને આણ્યા, ઢેડને આણ્યા, સત્યાગ્રહ અને અહિંસાના ઉપાસકોને આણ્યા. આફ્રિકામાં હતો તેવો આ આશ્રમ – ગાંધી આશ્રમ – દરિદ્રનારાયણની પૂજા કરવા પ્રેમનો નિયમ સમજાવી રહ્યો.

જાણે પ્રેમના નિયમની ઘાતકી ઠેકડી કરતો હોય તેવો શાહીવાદનો ઘાતકી નિયમ ખૂનામરકીની રચના યુરોપમાં પુકારતો હતો.

ઉતાવળાં રમખાણ, ઉતાવળા ગોળીબાર, ઉતાવળા હત્યાકાંડ બધું કરપીણ કાળની ખૂની ગતિ વધારતું દોડતું હતું ને ઉતાવળું દફનાતું હતું. ફાટી ગએલી ખોપરીઓ, વછૂટી ગએલાં અંગ, લટકી પડેલાં આંતરડાં, હવાને બદલે લોહીથી ભરાઈ ગએલાં ફેફસાં, એવું બધું યુરોપને આંગણે ઉભરાતું હતું. શાહીવાદી રાજતંત્રો ચરી ખાવાની દુનિયા વહેંચવા માટે બાથે પડયા હતા.

ત્યારે સૌથી વડી રાજ-સત્તા ને બ્રિટનનો સૌથી મોટો શાહીવાદ અવળ વાણી ઉચ્ચારતો હતો, અવળ ઠમકો ઠમકાવતો કહેતો હતો: "અમે તમને સ્વરાજ આપશું." અમદાવાદમાં સત્ય ને અહિંસાની ઉપાસનામાંથી ગાંધીજી પણ મોહાયા ને શાહીવાદના સાથમાં સામેલ

થઈને સાક્ષાત રણભૂમિ પર કવાયત કરતા થઈ ગયા. હિંદે અંતની સનાહથી, ૧,૨૧૫,૦૦૦ કિસાન કામદારોને ઝંઝે થવા મોકલી આપ્યા, જેમાથી ૧,૦૦૦,૦૦૦ સદાર પામ્યા ને યુરોપના સમરાંગણ પર હંમેશને માટે સૂઈ ગયા

પછી યુદ્ધ પૂરું થયું ત્યારે ૧૯૧૭ની સાલ આવી હતી. મહાત્મા બનેના ગાંધીજીને આપેલા વચનનો વિજેતા શાહીવાદે ફેંકી ફગીને ભગ કર્યો હતો હિંદનુ રાજકીય વાતાવરણ ખદબદી ઊઠ્યું હતું. હિંદ પર વિઝાના શાહીવાદી કોરડાને વચમાથી ચીરીને તેની બે ફણાઓ કરવામા આવી હતી. તેની સામે ડૉ. બિસેન્ટે હોમ–રુલની જેહાદ જગાવી હતી

ગાંધીજીનો ભ્રમ ભાગીને ભૂક્કો થયો. એમણે શાહીવાદે સેવાના બદલામા આપેલો કૈસરે–હિંદ ચાંદ ફેંકી દીધો. વધારામા 'કાળો–કાયદો' આપીને શાહીવાદે તેમની ઘાતકી મશ્કરી કરી. ગાંધીજીએ તેના વિરોધમાં હિંદભરમા હડતાલ પુકારી. ૧૯૧૯ના એપ્રિલમા સરકારે અમૃતસરમા જલિયાંવાલાના બાગની લોહીલુહાણ રચના કરી. બાગ પર સેંકડો શબ સૂઈ ગયાં ને સેંકડો ઘવાયલાં સડતાં થયાં. આ કત્લેઆમ પછીનો જુલ્મ વધારે જહાંગીરી હતો. શાહીવાદ જૂઠ હતો ને શાહીવાદ સંહાર પર જ નભતો હતો, તે સત્ય ગાંધીજીએ જોયું, સૌને દેખાઈ ગયું. જલિયાંવાલા પર સૂતેલાં મડદાંએ પ્રાણની ધમણ ધીખવી, જલિયાંવાલા પર થીજેલાં લોહીએ હિંદનાં ખમીર ઉકળતા કર્યાં. હિંદ આખાએ આળસ મરડી આવાહ્ન આપ્યું. એ ગર્જના હતી પણ મહારની નહિ, સત્યાગ્રહની. ગાંધીજી સત્યાગ્રહના સરદાર બન્યા.

સત્યાગ્રહના રણઝનકારે હિંદી નભોમાં લાવા રેલાવ્યો, સત્યાગ્રહની રણખંજરીએ હિંદી પ્રાણમાં ઝંઝાવાત જગવ્યો, સત્યાગ્રહનો

મંત્ર હિંદી જનતા ગળથુથીમાંથી પામેલી હોઇને સમજી ગઈ. સમજી ગઈ ને સળવળી ઊઠી. જાણે કેશવાળી ખંખેરતો વનરાજ વિફરે તેમ હિંદ સત્યાગ્રહના શપથ લેતો બેઠો થઈ ગયો.

ગાંધીજીએ વાઈસરોયને તત્કાળ પુકારતો પત્ર પાઠવ્યો.

"હું દુઃખ સાથે આપ નામદારની સરકાર પાસેથી દક્ષિણ આફ્રિકામાં મળેલો કૈસરે-હિંદનો સુવર્ણ ચંદ્રક, ઝૂલુ લોકોના બળવા સામે આપ નામદારની સરકારને કરેલી મદદ બદલ મળેલો ચાંદ અને બોર લોકોએ કરેલા બળવા સામે પણ આપ નામદારની સરકારને મદદ કરવા બદલ પણ મને મળેલો ચાંદ પાછો મોકલું છું. હું હવે જે સરકાર એક જૂઠાણા પછી બીજા જૂઠાણાનો આશરો લે છે તેવી સરકારને માટે માન કે પ્રેમ રાખી શકતો નથી.

"તેથી મેં અસહકારનો આશરો લીધો છે તથા મેં તે હથિયારથી સરકાર સાથેનો સહકાર અહિંસક રહીને છોડી દેવાનો આગ્રહ રાખ્યો છે. એથી સરકારને પાછા હઠવાની અને અનિષ્ટો સમેટી લેવાની ફરજ પડશે."

પણ મહાત્મા ખોટા હતા. સરકાર તેથી પાછી હઠી નહિ પણ યુધ્ધે ચઢી. હિંદ પર જંગ ખેલાયો. મહાસભાએ યોગ્ય અને શાંતિમય સાધનોથી સ્વરાજ મેળવવાનો પોતાનો નિરધાર ચોખ્ખો કર્યો અને ગાંધીજીની સરદારી નીચે આખો વ્યવહારુ કાર્યક્રમ ઘડી કાઢ્યો. ગાંધીજી મહાસભાના સરમુખત્યાર બન્યા. હિંદ રાષ્ટ્રે બ્રિટિશ માલનો બહિષ્કાર પોકાર્યો, પોતાનાં બાળકોને સરકારી શાળામાંથી ઉઠાડી લીધા, સરકારી અદાલતો ખાલી કરી, સરકારી નોકરીઓ છોડવા માંડી, માન ચાંદ પાછા કાઢ્યા ને ખાદીનો પોશાક ધારણ

કર્યો. પ્રજાજાગૃત્તિનુ મોજું હિંદના ગામેગામ ફરી વળ્યુ. ગામેગામ રેંટિયાનાં ચક્રો ફરતા થઇ ગયાં. મહાસભાને આપમેળે પોતાનો પહેરવેશ મળી ગયો. ખાદી રાષ્ટ્રપોશાક બની.

પછી ૧૯૨૧ની સાલ આવી, અને ચૌરીચૌરાનો બનાવ લાવી. જાગ્રત થએલી જનતા જમીનદારો સામે પણ જેહાદ માગતી હતી અને શાહીવાદ સામે બળવો પુકારતી હતી. ઉશ્કેરાયેલા લોકોએ આક્રમણ કર્યું. થોડાક પોલીસો ઘવાયા લશ્કરે ગોળીબાર ચલાવ્યો લોહી રેડાયુ.

એકાએક ને અચાનક ચમકી ઉઠેલા ગાંધીજીએ આખી લડતને સમેટી લીધી અને કહ્યુ કે "ચૌરીચૌરાએ દેખાડી આપ્યું છે કે દેશ સત્યાગ્રહ માટે તૈયાર નથી પોતે લડત શરૂ કરવામાં કરેલી હિમાલય જેવડી ભૂલ માટે પસ્તાવો કરતા ગાંધીજીએ લોકોને વખોડી કાઢયા અને ફાટી નીકળેલી હિંસા માટે પોતે જવાબદાર છે એમ કહી પોતાની જાતને શુદ્ધ કરવા બેસી ગયા

૧૯૨૨મા ગાંધીજી ગિરફતાર થયા. સંગ્રામ સમેટીને બેઠેલા હિંદના એ જાદુગરે સરકાર જોગ નીચેના શબ્દો ઉચ્ચાર્યા.

> "મને ગિરફતાર કરવામાં સરકારનો શો ઇરાદો હશે? સરકાર મારી દુશ્મન નથી. તેની સામે મારા દિલમાં દુશ્મનાવટનો એક કણ પણ નથી. પણ તેઓ માને છે કે આ બધી ઉશ્કેરણીનો હું પ્રાણ છું અને મને ગિરફતાર કરવાથી સરકાર અને હિંદી પ્રજા વચ્ચે શાંતિ થઈ જશે.........
>
> "......તેથી મને ગિરફતાર કરવાનો એક જ માર્ગ તેમની પાસે રહે છે. હું ઇચ્છું છું કે લોકો સંપૂર્ણ સંયમ જાળવી રાખે તથા મારી ગિરફતારીને આનંદથી વધાવી લે."

પછી અદાલતમાં યાદગાર કેસ ચાલ્યો. ગાંધીજીએ પ્રોસીક્યુટરને કહ્યું કે, 'મારા ગુનાઓ આપ કહો છો તેથી પણ ઘણા મોટા છે.' ગાંધીજીએ ન્યાયાધીશને પોતાને વધારેમાં વધારે શિક્ષા આપવા વિનંતિ કરી. ન્યાયાધીશે ગાંધીજીને છ વરસનું કારાગાર ફરમાવ્યું. "આપનો આભાર." ગાંધીજીએ આભાર માન્યો. પણ પછી ૧૯૨૪માં ગાંધીજીને છોડવામાં આવ્યા. પછી બીજે જ વરસે કોહટમાં હિંદુ–મુસ્લિમ રમખાણ થયું. રમખાણનું પાપ ધોવા ગાંધીજીએ એકવીસ દિવસના અપવાસ જાહેર કર્યા અને જણાવી દીધું, "મારા અપવાસ મારી અને ભગવાન વચ્ચેની બાબત છે. ....."

આખો દેશ શ્વાસ અટકાવી અપવાસના સમાચાર સાંભળી રહ્યો. એકવીસ દિવસે આખા દેશનું વાતાવરણ એક વ્યક્તિના નામથી ઉભરાવી દીધું. એકવીસમે દિવસે ગાંધીજી મહાત્મા બની ચૂકયા હતા. અને નારંગીના રસનું આચમન કરતા પારણું કરતા હતા ત્યારે તેમનામા બોલવાની ય શક્તિ નહોતી.

પછી પાંચ વરસો વહી ગયા અને ૧૯૩૦માં મહાસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરી અને તે જ વખતે ઇરવીને હિંદના ભાવિમાં ડોમિનિયન સ્ટેટ્સથી વધારે કંઈ જ નક્કી થયું નથી તે વાત સંભળાવી દીધી.

ફરી પાછાં દુંદુભિ વાગ્યાં, ફરીવાર પાછી રણખંજરી ખખડી ઉઠી, એકવાર ફરીથી પાછા કેસરિયા વાગા ફફડી ઊઠયા. ફરીથી પાછા મોરચા મંડાયા. ગાંધીજીએ ઇરવીનને પત્ર લખ્યો કે હિંદને માટે બ્રિટિશ હકુમત એક શાપ સમાન છે. ગાંધીજીએ ઇરવીન પાસે પોતાની માગણીઓ મૂકી અને સ્પષ્ટ કર્યું કે સરકારની શયતાનિયતનો નાશ શ્વાસે શ્વાસે ઇચ્છી રહ્યા છે.

ગાંધીજીની માગણીઓ નામંજૂર અને જવાબમાં ૧૯૩૦નો સત્યાગ્રહ શરૂ થયો.

દાંડી પરની કૂચ શરૂ થઈ. દુનિયાએ એ કૂચને ચીનના લાલ લશ્કરની કૂચ જેવી અસાધારણ આલેખી છે. પગપાળા સત્યાગ્રહીઓની એ કૂચે હિંદને એક છેડેથી બીજે છેડે આગ લગાડી. છેવટે સત્યાગ્રહીઓના દાંડીકિનારે પહોંચી મહાત્મા સાગરકાંઠે નીચા નમ્યા અને સરકારી કાનુન તોડી મીઠાની મૂઠી ભરી હાથમાં હિંદની ભૂમિ પરનું મીઠું રાખી મહાત્માએ શપથ લીધા.

"હું કૂતરાને મોતે મરીશ, મારાં હાડકાં ભલે કૂતરાં ચાટતાં, પણ હું હાર પામીને પાછો ફરીશ નહિ."*

પણ ગાંધીજી હાર પામ્યા હતા, અને ૧૯૩૦ની મહાન રાષ્ટ્રીય હિલચાલ ૧૯૩૬ સુધીમાં શમી ગઈ હતી. સરકારે દમનરાજ માંડી દીધું હતું. લાખો લોકો કારાગારમાં સડતા હતા, સેંકડો મરણ પામ્યા હતા, ગોળીબાર થયા હતા. લાઠીમાર, એ સરકારી દારુણ દમનની દરરોજની વાત બની ગઈ હતી.

એક તરફ દમન દાખવતી સરકાર બીજી બાજુ બંધારણની જાળ રચતી હતી. ગોળમેજી ભરીને બ્રિટનના શાહીવાદે ભૂલભૂલામણી જેવા નવા તંત્રની ભેટ તૈયાર કરી હતી.

આ પછીના વરસો દરમ્યાન ગાંધીજીની સરદારી નીચે મહાસભાએ પણ બંધારણમાં બંધાવાની મુરાદ સેવવા માંડી હતી. એ

* I would rather die a dogs death and have my bones, licked by dogs than that I should return broken

રીતે શાહીવાદ સામેના સત્યાગ્રહના પરિણામમાં શાહીવાદ સાથેનો બિનધારણીય સહકાર દેખાઈ રહ્યો

આજે ગાંધીજીની સરદારી નીચે મહાસભાએ નવા બંધારણમાં હોદ્દાઓ સ્વીકાર્યા છે અને જે સરકારનો સામનો કરી સંપૂર્ણ સ્વાતંત્ર્યનો જંગ જગાવ્યો હતો તે જ સરકારના સચાઓમાં તેલ પૂરવા માંડ્યું છે

મહાત્મા ગાંધીજીનું ૧૯૨૧ થી ૧૯૩૯ સુધીનું વર્તન કોઈને પણ અનેક મૂંઝવણોમાં નાખી દે તેવું છે થોડાક સમય જેલમાં રહ્યા પછી તરત જ એમણે ૧૯૩૧ માં ઈર્વીન સાથે સંધિ કરી અને તે પછી મહાસભાના એક પ્રતિનિધિ તરીકે ગોળમેજીમાં ગયા હિંદમાં આવ્યા પછી તરત જ પાછા જેલમાં ગયા પછી તરત જ તેમણે હરિજનો માટે આમરણાન્ત ઉપવાસ આદર્યા પછી જેલમાંથી બહાર નીકળી સત્યાગ્રહને એકાએક સમેટી લીધો અને સત્યાગ્રહને પાછો ખેંચવાના કારણમાં એક સામૂની વ્યક્તિગત કારણ રજુ કર્યું ૧૯૩૪ માં મહાત્મા ગાંધી ગામડામાં જવા માટે મહાસભાના ચાર આનાના સભાસદ પણ મટી ગયા અને તો ય પાછળને બારણેથી મહાસભાની સન્મુખતાની પોતાના જ હાથમાં સાચવી રાખી, અને મહાસભા સરકારોની પ્રવૃત્તિઓ પર અહિંસાની સીલ મારે રાખી, તથા ખેડૂત મજૂરોની વર્ગીય હિલચાલમાં હિંસા ફાટી નીકળવાની બીક સેવ્યા કરી

એવા મહાત્મા આજે હિંદી રાજકારણમાં વિતિતન્ત્રબળ બની રહ્યા છે એમણે જાતે ત્રિપુરીમાં ઉદ્દામ લાગવગ પર ફટકો માર્યો મહાત્મા મિત્રોને કહે છે કે મિથ્યાભિમાનની પજોમાં પોતે એમ માને છે કે પોતે હિંદને શાહીવાદમાંથી મુક્ત કરવા નિર્માયા છે પણ સાચી વાત તો એ છે કે ગાંધીજી જીવશે ત્યાં સુધી બ્રિટિશ

શાહીવાદની હસ્તી જોખમાશે નહિ પણ તેમના મરણ પછી હિદમા રાષ્ટ્રવાદના ઉદ્દામ પરિબળો છૂટા મૂકાશે બ્રિટિશ રાજને માટે ગાધીજીનુ મરણ મોટી ફોગટી બનશે

અને તોપણ કેવુ ભ ય અને ઝાકઝમાળ એ જીવન છે ! ગાધીજીએ દેશને નવો પ્રાણ આપ્યો છે અને તેમા તેની સફળતા છે જ્યારે મહાત્મા જશે ત્યારે તેનો ભગવાન ગમે તેવો હશે તો ય તેના પર ભાનભર વર્તાવ કરશે

હોય છે અને તેમા આખો આશ્રમ તથા ગ્રામવાસીઓ પણ ભેગા મળે છે

મહાત્માજી માંસ ખાતા નથી જ, પણ બધેનો ખોરાક પણ ઘણા ઓછા પ્રમાણમા લે છે પરન્તુ તે પોતે ખોરાક ઘણો જ થોડો ખાય છે તેમ કહેવુ તે સાચુ નથી મહાત્મા ખજુર ખાય છે, બકરીનુ દૂધ પીએ છે, નાળિયેર ખાય છે, એક મોટો ચમચો ભરીને મધ ખાય છે, વા કો ભરીને તાજુ શાક ખાય છે, જોઈએ તેટના ફળ ખાય છે અને નારગી, પાર્સનિપ સ, પીચ, તથા કેરી તો ખૂબ ખાય છે

એમને ખૂબ સખત કામ પડે છે. જ્યા એ જાય છે ત્યા મુલાકાતો ઉભરાય છે જ્યા એ વાસ કરે છે ત્યા જાણે હિંદનુ પાટનગર સરજાઈ જાય છે એમની સાથેની વાતચીતો પછી 'હરિજન'મા બહાર પડે છે એ મોટો પત્ર વ્યવહાર જાળવી ગમે છે તથા પછી ચાલીસ મિનિટ સુધી ગરમ પાણીમા સ્નાન કરીને સરસ આરામ મેળવી શકે છે ટબમા પડયા પડયા વાચે છે ખરા, અને સ્નાનમાથી પરવારીને સૂઈ જાય છે

મહાત્મા પાસે પાચ જાતનો ગામડા માટેનો કાર્યક્રમ છે એક ગામડામા રેંટિયો ફરતો કરવો, ગામડાના શિક્ષણને ધધાદારી વાળુ બનાવવુ, જનઆરોગ્યમા સુધારો કરવો અને હરિજનોને પાછા સમાજમા લાવવા એ સધા ઉપરાત ગ્રામ ઉદ્યોગોને ઉત્તેજવા

ગાધીજીને પોતાના અગતખર્ચ માટે ઘણા ઓછા નાણાની જરૂર પડે છે ગાધીજીની આસપાસ શ્રીમત લોકોના મડળ ફરતા જ રહે છે ગાધીજીએ જુવાન સમાજવાદીઓને પોતાની આર્થિક વિચારણાથી નિરાશ કરી નાખ્યા છે હમણા જ એમણે એક જુવાન

સમાજવાદીને કહ્યું હતું કે પોતે બંન્નેમાં માને છે, ખાનગી મિલકતની અંગત માલિકીમાં અને રાષ્ટ્રવાદમાં. એ વાતની સ્પષ્ટતા મહાત્માએ નીચેના શબ્દોમાં કરી છે, "દાખના તરીકે હું એક મીલ ખરીદી લઉં અને પછી મજૂરોને હું સારી રોજી આપું; તે જ સમાજવાદ છે," •

નજદીકના અને મિત્રો તેમને 'બાપુ' કહે છે. શરૂઆતના દિવસોમાં તે 'ભાઈ' કહેવાતા. ઘણા લોકો એમને ગાંધીજી કહીને સંબોધે છે. કોઈવાર બાપુજી, અને મહાત્માજી પણ કહેવાય છે. આજકાલ તો તેઓ મહાસભાના 'હાઈ કમાન્ડ' ( High Command ) કહેવાય છે.

શરીરે તો સાજા તાજા છે જ પણ કોઈ કોઈ વાર લોહીના દબાણથી પીડા પામે છે. અપવાસ કરવાની આદતથી તે શરીર મરનો કાબુ ઠીક મેળવી શકયા છે. કોઈવાર એ કહે છે કે હું જરાક પચીસ મિનિટ ઊંઘી લઉં. પછી એ આડે પડખે થાય છે ને તરતજ ઘસઘસાટ ઊંઘવા માંડે છે અને બરાબર પચીસ મિનિટે જાગે છે. જ્યારે એ ગાડીમાં મુસાફરી કરે છે ત્યારે સૂતા પછી તરતજ ત્રીસ પળમાં જ ઊંઘવા માંડે છે એમ એમના સાથીદારો કહે છે. એક વખત એ પંડિત મોતીલાલ નેહરૂને ઘેર જતી મોટરકારમાં ઊંઘતા હતા. રસ્તામાં મોટરકાર ખટકાઈ, અને અને અંદર બેઠેલા બહાર ઉછળી પડયાં. ગાંધીજી પણ પડયા હતા પણ પાછા રસ્તા પર જ ઊંઘવા માંડયા હતા.

એવા મહાત્મા કોઈ મૂંઝવે તેવી ગંભીર વ્યક્તિ હશે એમ ધારી લેવાય. પણ તેમને તો હસવાનું ખૂબ જ ગમે છે. વાતવાતમાં

• "I purchase a mill, for example, then I give the people good wages; that is socialism."

હાસ્ય ખખડી ઊઠે છે એક વખત એ કહેતા હતા કે જો હુ ખુશ મિજાજી ન હોત તો મે આપઘાત કર્યો હોત '

ગાંધીજી એમના સ્ત્રી કસ્તુરબાના સદ્દગુણોને બહુમાનથી વખાણે છે કસ્તુરબાનો મોટામાં મોટો સદ્દગુણ તો ગાંધીજીને મન એ છે કે ઇચ્છા કે અનિચ્છાથી, જાણતા કે અજાણતા, તે ગાંધીજીને પગલે ચાલવામા પોતાને ધન્ય સમજે છે અને ગાંધીજીના સયમી જીવનમા કદિ આડે નથી આવતા ગાંધીજી લખે છે

" જેમ હિદુધર્મની મારી લાગણીઓ તેમજ મારી પત્ની તરફની મારી લાગણીઓ હુ વર્ણવી શકતો નથી દુનિયાભરમા બીજી કોઈ પણ સ્ત્રી ન કરી શકે તેવી અસર તેણે મને કરી છે હુ એમ નથી કહેવા માગતો કે તેનામા દોષો જ નથી કદાચ હુ જોઈ શકુ તેથી ય ઘણા વધારે હશે પણ અમારા બેની વચમા અવિભાજ્ય બધનની લાગણી છે '

મહાત્માને ચાર દીકરા છે તેમાનો એક તો મોટી નિરાશા છે, બીજા બે પત્રકારિત્વમા પડ્યા છે ચોથો દિકરો રાજગોપાલા ચારીની દીકરી સાથે પરણ્યો છે

એવા મહાત્મા ગાંધીજીના બળનુ એક કારણ ગામડાઓ વિષેનુ તેમનુ જ્ઞાન છે હિદના સાત લાખ ગામડાઓ પૈકી ગાંધીજીએ ઘણા જાતે જોયા છે ગાંધીજીની મુસાફરી રેલ્વેના ત્રીજા વર્ગમા હોય છે ગાંધીજી દરિદ્રોને આરાધે છે અને તે રીતે ગરીબાઈની પૂજાથી અકિચનોનો અસતોષ ઓછો કરવા માગે છે ગાંધીજીને જીવનમા સતોષ ને શાતિ જોઈએ છે તેથી જ તે ધ્યેયની પ્રાપ્તિ માટે પણ શાતિ અને સતોષને વર્ગવિગ્રહનો સામનો કરવા ધરે છે તથા વર્ગ મેળને પ્રબોધે છે એમને મન સાધન અને સાધ્ય એક જ છે *

જ્યારે ૧૯૩૪મા ગાધીજીએ મહાસભાના સભ્યપદનો ત્યાગ કર્યો ત્યારે નિષ્પક્ષ અને પ્રમાણિક રહેવાના ઉદ્દેશથી કર્યો હશે જ્યારે ગાધીજીના દોષો વિષે હિંદમા લોકો વાત કરે છે ત્યારે ગાધીજીનો પહેલો દોષ તેમની સત્યાગ્રહશાહીને કહે છે એમણે કહ્યુ હતુ,-" તમારે મારી સરદારીનો ખપ હોય તો મારી જ શરતો સ્વીકારવી જોઈશે " ગાધીજી એકના ગોળમેજીમા ગયા અને પછી ભૂતભૂતામણીમા ભરાઈ પડ્યા

ગાધીજીનો બીજો દોષ તેમની મધ્યકાલિનતા (medievalism) છે ધર્મના પ્રતીકોનો એમનો ઉપયોગ એમના કેટલાક ઘણા જ અગત મિત્રોને પણ વાધાભર્યો લાગે છે ૧૯૩૪મા બિહારમા ભયંકર ધરતીકપ થયો અને સત્તરમી સદીના કોઈ પોપની જેમ ગાધીજીએ જાહેર કર્યું કે એ ધરતીકપનુ કારણ હિંદુ જાતિનુ અસ્પૃશ્યતાનુ પાપ છે જવાહરલાલ નહેરૂને પણ આ કથને ભારે આઘાત પહોચાડયો હતો

ગાધીજીનો ત્રીજો દોષ આત્મદમનનો છે લોકહિલચાલને અધારામા ફેકી દઈ પોતે આત્મદમન પર ઉતરી પડે છે અને એ રીતે હમેશા તે બ્રિટિશના હાથમા રમ્યા છે અને લડતને નકારી છે રાજકોટ તેનો તાજો દાખલો છે એમના કેટલાક અપવાસોથી તો મિત્રો પણ કંટાળી ગયા હતા એમણે બે વખત સમસ્ત રાષ્ટ્રની સત્યાગ્રહી ચળવળને શમાવી દીધી અને તેના કારણમા અશુદ્ધિ અને હિંસાના છૂટાછવાયા કેસો ધર્યા

મહાત્માનો સૌથી મોટો દોષ તો સમજૂતી (compromise) કરવાનો તેમનો પુરાણો પ્રેમ છે ગાધીજી નડાયક જરૂર છે પણ તે

* Means and Ends are convertible terms in my *philosophy of life*

નાશ પામવું જોઈએ. દુઃખના અગ્નિમાં શુદ્ધ થયા વિના કોઈપણ દેશની પ્રગતિ થઈ નથી. દુઃખના નિયમને ભૂસી નાખવો એ અશક્ય છે એટલું જ નહિ પણ દુઃખનો નિયમ તો જીવનની અનિવાર્ય જરૂરિયાત છે. જેટલું દુઃખ વધારે શુદ્ધ તેટલી પ્રગતિ વધારે" સ્વરાજ શબ્દનો પ્રયોગ હિંદીઓએ સ્વતંત્રતાનો અર્થ સૂચવવા કર્યો છે, જ્યારે મહાત્માએ સ્વરાજને બદલે રામરાજ્ય શબ્દનો ઉપયોગ કર્યો છે કારણ કે તેમને મન રામરાજ્યનો અર્થ ભગવાન થાય છે.

## ૧૩

# જુવાન જવાહરલાલ

૧૮૮૯ ની સાલના નવેંબરના ૧૪ મા દિવસે અલ્હાબાદમાં મોતીલાલ નેહરૂના અતિ શ્રીમંત ઘરમાં સ્વરૂપરાણીએ જવાહરલાલને જન્માવ્યા. નેહરૂકુટુંબ સૌથી પહેલાં કાશ્મીરની ટેકરીઓમાં વસતું પછી દિલ્હીમાં આવ્યું અને ત્યાંથી અલ્હાબાદમાં.

જુવાન જવાહરલાલને બચપણમાંથી એક અંગ્રેજ શિક્ષક ભણાવતો હતો. પછી ૧૯૦૫ ની સાલમાં ૧૬ વરસના જવાહરલાલ હેરો અને કેંબ્રીજમાં અભ્યાસ કરવા ઇંગ્લેંડ પહોંચ્યા અને બાર માટે વાંચવા લાગ્યા. ત્યારના જવાહર એકાંતપ્રિય હતા, શરમાળ હતા, અને પડયા પડયા પેટર અને વાઇલ્ડને વાંચતા હતા.

૧૯૧૨ માં નવા જુવાન જવાહર પાછા હિંદ આવ્યા ત્યારે તેમણે બાપાને રાજકારણમાં મશગુલ જોયા. એમના ઘરમાં થતી

વાટાઘાટોના રાજકીય ધ્વનિ સાંભળ્યા અને એ રાજકારણથી વિમુખ રહી શક્યા નહિ. જવાહરલાલ ગાંધીજીને મળ્યા. સાંભળ્યું તો ઘણું હતું કે આફ્રિકાથી સત્યાગ્રહની લડત લડીને એ લડવૈયો આવ્યો છે. જુવાન જવાહર પહેલી મુલાકાતે ઉત્તેજના ન પામી શક્યા. પહેલી નજરે એને ચાહી પડવાનું મન ન થયું. અંગ્રેજોના મુલકમાંથી તાજા આવેલા જુવાનની નજરમાં ગાંધીજીનું ચિત્ર, ખૂબ દૂર દૂરનું, ને અગમ્યકીય દેખાયું.

જવાહરલાલ પહેલી વાર સભામાં બોલવા ઉભા થયા ત્યારે એમના પગ ધ્રૂજતા હતા, અંગ્રેજી ભણીને આવેલા એ જુવાનની જીભ લથડતી હતી. તેજ બહાદુર સપ્રુએ આ સંકટમાં એમને સહાય કરી ને વ્યાસપીઠ પર આવી બેઠી પડ્યા ને જુવાનને કળ વળી

પણ પછી રોલેટ બીલનો ફાંસો બ્રિટનશાહીએ હિંદના કંઠમાં પહેરાવ્યો અને અમૃતસરમાં સ્ત્રી પુરુષો અને બાળકોની એકધારી કતલ બોલાવી. મોતીલાલ નેહરુના દીકરે ફાંસો દીઠો અને નરી આંખે હિંદી ખૂન ભાળ્યું. એનું અંતર વલોવાઇ ગયું. એને પહેલી વાર પરતંત્રતા સમજાઈ.

ત્યારે જવાહરલાલ અમૃતસરથી દિલ્હી જતા હતા. ત્યારે ૧૯૧૯ ના છેલ્લા દિવસોમાં તે જ ગાડીમાં તે જ ડબ્બામાં થોડાક અમલદારો બેઠા હતા. એમાંનો એક વડો અમલદાર ડાયર નામનો હતો. ડબ્બામાં આંખો મીચી પડેલા જવાહરને જલીયાંવાળા બાગના જલ્લાદ ડાયરનો અવાજ સંભળાતો હતો. ડાયર એના સાથીદારોને મગરૂરીથી કહેતો હતોઃ—

"અને પછી જલીયાંવાલામાં ખૂનના ઝરણાં વહેતાં કર્યાં, અને પછી આખા નગરનાં આંગણાં પર આપણી ચાબુકો સમસમી

ઉરી માન મા'નાઓ, શા ચિચિયારી કરી ઉઠ્યાં'તા ' નાગા કરી કરીને ફટકાર્યાં ને ફટકાની ફટકારી તપેની રેતીમા આળોટવા ફટકા યા, પેટ પર ચનાવ્યા, સળગતા તાપમા બાધી રાખ્યા શુ કરીને એમના ચહેરા પર આપણા સોલ્જરો થુકતા ત્યારે તે . ને એમને મુતર પાતા ત્યારે પણુ . હવે ફરીવાર સ્વરાજ માગવાનુ ભૂલી જવાના છે. એ બધાનો " એનતો ડાયર ભયકર પશુની જેમ હસી પડયો ને જુવાન જવાહરને બ્રિટિશશાહી સમજઈ, ગુનામી માની

દિલ્હીનુ સ્ટેશન આવ્યુ ત્યારે એ શરમમા ને ગુનામી ા દુ ખમા, ચિમળાઈ ગએલો પાયજામો પહેરેલો ને પટીયા પાડેલો સ્ટેશનમા જતો હતો એને નહિ ઓળખતા પેલા શાહીવાદીઓ એના અ તરમા પ્રજળી ઉઠેલો અગ્નિ દેખી શકતા નહોતા

પછી જવાહરનાન પોતાની સ્ત્રી કમળા અને માતાને લઈને મસુરી હવા ખાવા ગયા ત્યારે ૧૯૧૯ની અફઘાન લડાઈ પછી વાટાઘાટ કરવા આવેલુ અફઘાન પ્રતિનિધિ મ ડળ પણુ જમા જવાહરનાન ઉતર્યો હતા તે જ હોટેલમા મુકામ કરીને રહ્યુ હતુ

એટલે ત્યાથી પોલીસે જવાહરનાનને ફરમાન આપ્યુ, "તમારે અફઘાન મ ત્રીઓની સાથે વાતચીતનો કે બીજો કશો સ બધ નાખવો નહિ

" કારણુ કે હુ મારા દેશમા ગુનામ છુ " જવાહરનાનને ખાત્રી થઈ એણે એ ફરમાનને મ.નવાની ના પાડી દીધી જવાહરનાનને મસુરીમાથી વિદાય કરવામા આવ્યા મસુરીમાથી હવા ખાધા વિના અપમાનીત થએના જવાહર વધારે ગભીર બનીને કિસાનોમા ફરવા

લાગ્યા, તેમનાં દુઃખદરદ જોવા લાગ્યા. એણે કિસાનોનાં ઝૂંપડાં જોયાં, તેમનાં ખાણાંપીણાં દીઠાં. પછી જુવાન જવાહરલાલે કિસાનોની મોટી મોટી સભાઓ સંબોધવા માંડી. ભૂખમાં બેહાલ બનેલાં કિસાનોએ એક વાર જમીનદારોને લૂંટયા. સત્યાગ્રહથી ભરેલા અને સમાજવાદી બનવા માંડતા આ જુવાને જે કિસાનોએ લૂંટ કરી હોય તેમણે જાતે પોલીસને હવાલે થઈ જવાનો એમને હુકમ કર્યો. કાયદાને વ્યવસ્થામાં સામેલ થવાના જવાહરના આગ્રહને નહિ સમજતાં છતાં કિસાનો સ્વેચ્છાએ પોલીસને હવાલે થઈ ગયા. તે સમયનું ત્યાંનાં કિસાનોનું ચિત્ર જવાહરના અંતરમાં કોતરાઈ રહ્યું હતું, એ ચિત્ર આવું હતું.

"કિસાનો અમારા પર પ્રેમ નીતરતી કરૂણ નજરે દેખતાં હતાં. અમે એમને માટે કોઈ શુભ સમાચાર લઈને પહોંચી ગયા છીએ અને તેમને કોઈ શોષણ વિનાના પ્રદેશ પર પહોંચાડવાના છીએ એમ માનતાં કિસાનો અમારા પર આશાની મીટ માંડી રહેતાં. તેમના તરફ જોતો હું અમારા ખરચાળ અને આરામી જીવન માટે શરમાતો અને શહેરના કોઈ ખુણામાં રાજકારણના વિતંડાવાદ ખેલવામાં આ ધરતીનાં અરધાં ને નાગાં ને ભૂખ્યાં સાચાં સંતાનોને કેવળ અવગણીએ છીએ તેમ સમજતો દુઃખી થતો હતો. મને તેમનામાં હિંદી ધરતીનું દુઃખ, ભૂખમરો, ગુલામીનું પતન અને ભયંકર ગરીબાઈ મૂર્તિમાન થએલાં દેખાતાં. એ ચિત્રએ મને સાચા હિંદનું નવું ચિત્ર બતાવ્યું."

પહેલી વીસીમાં જ પેદેલો નવજુવાન સમાજવાદની અસર નીચે આવતો હતો અને ઉદ્દામવાદ તરફ ઝૂકતો હતો, અને બળવાના વિચાર સેવતો હતો. મોતીલાલે દીકરાના માથામાં શરૂ થએલાં

તોફાન દીઠાં ને ચિંતાતુર બન્યા. સ્વરાજ તો મોતીલાલને ય જોઈતું હતું પણ જવાહરને સંપૂર્ણ સ્વાતંત્ર્યના ને તે માટેની લડતનાં સ્વપ્નો આવતાં હતાં.

"મારે ચીલેથી ચળીશ ના" મોતીલાલને કહેવાનું મન થતું હતું. એક દી' મવાળ બાપાએ એક નિબંધ લખ્યો ને જહાલ બનેલા જુવાન દીકરે તે વાંચીને વખોડી નાખ્યો, "આ તમારો લેખ તો બ્રિટીશ શાહીવાદને ખૂબ ગમી જશે." જવાહરલાલે બાપાને સંભળાવ્યું. બાપા રાતા પીળા થઇ ગયા. સ્વરાજ તો એમને ય જોઈતું હતું, પણ એમના જીવનની કારકીર્દિ લડતમાં નહોતી, બ્રિટિશ પોલિસી તથા શાંતિ પર અવલંબી હતી અને જવાહરલાલ એવી શાંતિનો નાશ માગતો હતો. બાપબેટા જાણે વૈમનસ્ય અનુભવી રહ્યા, અબોલા લઈ રહ્યા, એક બીજા તરફની મમતાવાળાં અંતર જાણે ઝઘડી રહ્યાં.

એમ એક વરસ વીતી ગયું અને બાપાની હાર થઈ હતી, જુવાન જવાહરલાલની જીત થઈ હતી.

બાપા સંપૂર્ણ રીતે જવાહરલાલ તરફ ઢળતા હતા અને જવાહર જેલમાં જશે ને જમીન પર સૂશે તો તેને કેવુંક થશે તે પિછાણવા મોતીલાલ શેતરંજિયા પર અવારનવાર કોઈ ન જાણે તેમ સૂતા હતા. જવાહરલાલ ગાંધીજી સાથે અસહકારના સંગ્રામમાં જોડાયા, અને મોતીલાલજી પણ જુવાન દીકરાની પડખે અસહકારમાં આવી ઉભા. અલ્હાબાદનો મોટો મહાલય ગયો તો ભલે ગયો, ધીખતી કમાણી શમી ગઈ તો ભલે શમી, જૂના મિત્રો ખિજવાઈ પડયા ને વાંકા થયા તો ભલે થયા, પણ આજે સાઠમે વરસે મોતીલાલને જુવાની સાંપડી હતી. આજે સાઠમે વરસે મોતીલાલે

જુવાન દીકરાના છન્કીલાપને સાથ દીધો હતો. બાપા હાર્યા હતા. દીકરાનો આઝાદીનો વેગ વિજય પામ્યો હતો. થોડાજ વખતમાં જવાહરલાલ અને મોતીલાલ બન્ને કારાગ્રહમાં જકડાઇને બેસી ગયા હતા.

જવાહરલાલ ૧૯૨૧માં પહેલીવાર જેલ ગયા. ૧૯૨૧ની સાલે હિંદભરમાં અસહકાર ને સત્યાગ્રહનું પ્રચંડ મોજું જગવ્યું હતું. સેંકડો હિંદીઓ જેલમાં જવાના અધિકાર માટે પડાપડી કરતા. પછી નાભાના રાજમાં પદભ્રષ્ટ થએલા રાજાની ગાદી પર જ્યાં અંગ્રેજ અમલદાર રાજ્ય ચલાવતો હતો ત્યાં જવાહરલાલને બીજી વારની જેલ મળી. જવાહરલાલ ત્યાંની પરિસ્થિતિની તપાસ માટે રાજ્યની હદમાં પેઠા કે તરતજ તેમને ગિરફતાર કરી, બેડીઓ પહેરાવી એક ગંધાતા ને ગંદા કારાગારમાં ધકેલી દેવામાં આવ્યા. ઈતિહાસની દંતકથા જેવી પણ હિંદમાં સાચવી રખાયલી રાજાશાહીની એ જેલમાં જવાહરના શરીર પર ઉખડી ગએલા લીંપણમાંથી ચાંચડો ઉડતા હતા ને ઉંદરો રમત કરતા દોડતા હતા.

બે અઠવાડિયા પછી જવાહરલાલને જે અંગ્રેજી કે હિંદુસ્તાની કશું જ નહોતો જાણતો તેવા એક ન્યાયાધીશ પાસે અદાલતમાં ઉભા કરવામાં આવ્યા. પરવાનગી લીધા વિના પોતાની રાજની હદમાં પેસી જવાના ગુના માટે જુવાન જવાહરને અઢી વરસની સજા ફરમાવવામાં આવી. પણ પછી ગંદુ પાણી પીવાથી અને ખરાબ ખોરાકથી ટાઈફસ તાવમાં સપડાવાથી જવાહરલાલનો વહેલો છૂટકારો થયો. એમ આજ સુધીમાં જવાહરલાલ સાતવાર જેલમાં ગયા છે તથા બધાં મળીને સાડાપાંચ વરસ જેલમાં ગાળ્યાં છે. જવાહરલાલને છેલ્લી જેલ ૧૯૩૪માં મળી અને તે પહેલાં એમણે પોતાની જાત

પર લાઠીઓ ઝીલી છે, પોતાના માથામાંથી લોહી નીકળતું દીઠું છે, પોતાની જ આંખો સામે માતાના માથા પર નેતરની સોટીઓ ફટકારાતી નિહાળી છે. એ બધું જોયા પછી અને દુનિયાનાં રાજકારણ દેખ્યા પછી જવાહરલાલને ખાત્રી થઈ ચૂકી કે;

"બ્રિટિશ શાહીવાદ જે મૂડીવાદી વિકાસનું શોષક સ્વરૂપ છે તે હિંદનો ખરો દુશ્મન છે અને તેથી એ શાહીવાદ સામે સમાજવાદી અને રાષ્ટ્રવાદી બન્ને દષ્ટિબિંદુથી લડવું જોઈશે. બ્રિટિશ શાહીવાદ મૂડીવાદી શોષણ પર અને રાજકીય સત્તા પર નભે છે અને તેથી એ શાહીવાદનો સામનો કરનારે માત્ર રાષ્ટ્રવાદી બન્યે નહિ ચાલે પણ સમાજવાદી ય થવું જોઈશે."

## ૧૪

# સમાજવાદી પંડિતજી

ધીમે ધીમે પંડિત જવાહરલાલજી ગાંધીજી પછીના મહાન નેતા થવા લાગ્યા. દશ વરસ સુધી જવાહરલાલ કાં તો મહાસભાના મુખ્ય મંત્રી કે પ્રમુખ બન્યા. ૧૯૨૯ની લાહોર મહાસભામાં ગાંધીજીને પૂર્ણ સ્વરાજનું આચમન કરાવનાર પંડિતજી જ હતા અને ત્યાર પછી કરાંચીની મહાસભામાં થોડાક અસ્પષ્ટ અને સાવધાની-ભર્યાં પણ સમાજવાદી સ્વરૂપવાળા ખરડા કાર્યવાહી પાસે સ્વીકારાવનાર પણ પંડિતજી હતા. ૧૯૩૬માં પંડિતજી મહાસભાના હોદ્દાસ્વીકારની વિરુદ્ધ પડ્યા હતા પણ જ્યારે એમનો વિરોધ ચાલ્યો નહિ ત્યારે ચૂંટણી જંગમાં ઝૂકી પડનાર અને સાત પ્રાંતોમાં મહાસભાને જીત અપાવનાર પણ પંડિતજી જ હતા.

આજે ઓગણપચાસ વરસની વય વીતી ગઈ છતાં પંડિતજી જ્યારે આંધીટોપી પહેરે છે ત્યારે ખરેખર રૂટડા લાગે છે. ખાદીનો

પોશાક પહેરે છે અને થાક ભૂલીને પર્યટનો કર્યા કરતા હોય છે. તે નિયમિત કસરત કરે છે, શિયાળામાં રમતો રમે છે અને શોખથી તરે છે.

પોતે આનંદભવનમાં રહે છે. પણ મોતીલાલજીએ આનંદભવનનું નામ સ્વરાજભવન રાખી જ્યારે તે દેશને હવાલે કર્યું ત્યારે કુટુંબને રહેવા માટે એક 'કોટેજ' બનાવવાનું નક્કી કર્યું. મોતીલાલજી જેવા અસાધારણ શ્રીમંત અને ખરચાળ આદમીની કોટેજ તૈયાર થઈ ત્યારે આનંદભવન જેવડી જ બની ગઈ. અત્યારે તે ઘર પણ મહાસભાગૃહ બની ગયું છે તથા તેના એક ભાગમાં દવાખાનું ચાલે છે. આજે પંડિતજીનું ઘર તો રેલ્વે ટ્રેનનો ત્રીજા વર્ગનો ડબ્બો જ બની ગયો છે કારણ કે તેમને મુસાફરીમાં જ રહેવાનો શોખ લાગુ પડયો છે.

૧૯૩૬ની સાલમાં જવાહરલાલનાં પત્ની કમલાનું મરણ થયું. જવાહરલાલની જેમ કમળાનું વતન પણ કાશ્મીર હતું. સ્વીટઝરલેન્ડમાં કમળા મરણપથારી પર પડી હતી. જવાહરલાલે તેને છેલ્લી વાર મળી લેવા પોતાને છોડવાની માગણી કરી.

"કારાવાસના નક્કી થએલા સમય સુધી બહાર રહીને રાજકારણથી વેગળા રહો તો." સરકારે માગણી મૂકી. કમળા અને જવાહર બંનેએ તેને નકારી. કમળાનું મરણ જવાહરને ઝંખી રહ્યું હતું, પણ એ બેના ગેરકાયદેસર અંતિમ મિલનની વચ્ચે કાયદેસર બનેલી સરકાર ઉભી હતી.

જવાહરલાલ હિટલર ને મુસોલીનીની જેમ લોકલાગણીને ઉશ્કેરનાર નથી. અમેરિકન છાપાંઓએ એને સળગતો કહ્યો હતો પણ તે ખોટું હતું. કોઈ કોઈ વાર એના સ્વભાવમાં ભડકો દેખાઈ

આવે છે એટલું જ. એવા ભડકા તો દેખાય તે પહેલાં જ શમી જાય છે અને મોટેરાંનો પીઠ પર હાથ ફરતાં જ જવાહરલાલ પિગળી જાય છે. ઘણીવાર તો એ ભાષણો આપે છે ત્યારે ઓક્સફર્ડના અધ્યાપક જેવા લાગે છે. એ અંધશ્રદ્ધાળુ નથી પણ એમના નિર્ણયો અસ્થિર ને ચંચલ હોય છે. એ પોતાના આંતર કલહની વાત કરી શકે છે. પોતાના ઉપાન્નાત ( Sub-conscious ) ઉંડાણોમાં વહેતા પ્રવાહ પારખી શકે છે. એક વખતે જવાહરલાલે લખ્યું હતું, "હું પૂર્વ અને પશ્ચિમનું વિચિત્ર મિશ્રણ બન્યો છું અને તેથી દરેક જગાએ પદભ્રષ્ટ લાગું છું. સ્વદેશમાં મારૂં કશું જ સ્થાન નથી."

એમને વિધિવિધાનો તરફ ધિક્કાર છે. એ ગૂઢવાદને તિરસ્કારે છે. ધર્મને એ એક જાતની ઉદાસીનતા કે દમન માને છે, અને કહે છે કે મેં ધર્મને વારંવાર ધિક્કાર્યો છે અને મારૂં ચાલે તો તેને ભૂસી નાખું.

આવો તે હિંદી નેતા હોઇ શકે, જે ધર્મને ધિક્કારે ? કેટલાક કહે છે કે એનાં એવાં મંતવ્યોથી હિંદ એને – નિરીશ્વરવાદીને લાંબો કાળ પોતાના નેતા તરીકે રહેવા દેશે નહિ. સો એ સો ટકા ભગવાનના માણસનો એને આશરો છે ત્યાં સુધી ઠીક છે.

એને મહાત્માની જેમ એકે ધૂન નથી. એણે બાળપણથી માંસ ખાધું હતું પણ મહાત્માના સંગમાં છોડી દીધું છે. એ કોઇ કોઇ વાર ફુંકે છે, અને હિંદની બહાર થોડોક દારૂ પણ લે છે. મોતીલાલજી તો દારૂ પીતા જ હતા. એની તંદુરસ્તી એવી તો સરસ છે કે કદી ઊંઘ નથી આવતી એવું બનતું જ નથી. એને મહાસભા તરફથી કશો જ પગાર મળતો નથી અને હતી તે મિલ્કત બધી જ દેશ માટે હોમાઈ ગઇ છે. હવે પોતાનો નિર્વાહ લખાણમાંથી કરે છે.

એની એક નબળાઈ લોકો કહે છે તે એની અતિશય વિનયશિલતા ને મુલાયમતા છે, અને તેથી એક રાજકરણી પુરૂષ તરીકે તે નિષ્ફળ છે. એ ઘણો જ વિવેકી સદ્ગૃહસ્થ છે અને તેમાંય તે અંગ્રેજ જેન્ટલમેન જેવો છે. એ મુલાયમતા જ્યારે ઓછી હતી ત્યારના જવાહરલાલ આજના પંડિતજી કરતાં જરાક જુદા હતા. ત્યારે એ પોતાના રસ્તામાં જરાક વધારે સ્થિર હતા, સમજૂતીઓના તરફદાર નહોતા અને ગાંધીજીની જેમ દરેક લપસણી જગાએ સરી પડતા નહોતા. ૧૯૨૮માં કલકત્તા મહાસભામાં એક કટોકટી વાળો મત આવ્યો. એક નેહરૂ-રિપોર્ટ નામનું ખત જે મોતીલાલજી એ તૈયાર કર્યું હતું તે મહાસભાએ સ્વીકારવું એમ મોતીલાલજી અને ગાંધીજી માનતા હતા. જવાહરલાલ અને તેમના મિત્રો તેથી વિરૂદ્ધ હતા. તે વખતે જવાહરલાલ સ્વાતંત્ર્યસંઘના નેતા હતા તથા મહાસભાના મંત્રી હતા. મતગણતરી થઈ. જવાહરલાલનો પક્ષ જીત્યો, બાપા અને બાપુજીના હાથ હેઠા પડ્યા. પણ ત્યારે અંગ્રેજ જેન્ટલમેનની જેમ જવાહરલાલ ઉભા થયા અને મહાસભાના મંત્રી તરીકે બોલ્યા કે મત ગણતરીમાં કોઇ ટેકનીકલ ભૂલ થઈ છે. એમને ખબર હતી કે બીજીવારની મત ગણતરીમાં પોતે હારી જશે પણ તેથી શું થઇ ગયું?

એવા પંડિતજી ઘણીએ વાર પોતાની જાતથી જુદા પડીને તેને જેવી દેખાય તેવી જોવાનો પ્રયત્ન કરી શકે છે. એમણે તાજેતરમાંજ મોડર્ન રીવ્યુમાં પોતાની જાતે પોતાનું રાષ્ટ્રપતિ તરીકેનું રેખાચિત્ર દોર્યું હતું અને તેને લેખકનું નામ આપ્યા વિના પ્રગટ કર્યું હતું. એ રેખાચિત્ર જવાહરલાલકી જય ના પોકાર સાથે શરૂ થાય છે અને પછી રાષ્ટ્રપતિના રોષભર્યા વર્તાવની વિગતો આવે છે.

'અને પછી ઉચી ડોકે દર્શન તકાગી રહેની જનતાને ચીરીને ઝડપભેર પસાર થતા રાષ્ટ્રપતિએ ઉચુ જોયુ અને તેનો ફિક્કો ને સખત ચહેરો સ્મિતથી ચળકી ઉઠયો સ્મિત પમાર થઇ ગયુ ને ચહેરાએ પાછી સખ્તાઈને ઉદાસીનતા ધરી જાણે પોતો અભિનય અને સ્મિત ઝાંઝવા ી ઝળક જેવા મિથ્યા માનમ પડયા હતા પોતે જેનો નાડીનો મની ચૂકયો હતો તેની જનતાના ઉમગરને ઓલે ચઢવવાની રાષ્ટ્રપતિના ધધાની કરામત હતી શુ?
જુવો રાષ્ટ્રપતિને ફરીવાર જુવો આ જાય

જાહેરમા કામ કરતા નેતાઓની બુદ્ધિપૂર્વકની વિચારી કાઢેલી કરામત હશે કે આવો વર્તાવ માત્ર સ્વાભાવિક હશે? કદાચ તે બન્ને હશે અને ટેવથી સ્વાભાવિકતા લાગતી હશે સૌથી વધારે અસરકારક અભિનય તે છે કે જેમા અસ્વાભાવિકતા ઓછામા ઓછી લાગે છે પણ તે છેટે તો અભિનયનો જ દમકો છે અને જવાહરલાલ તેવો અભિનય નટનોના 'પેઇન્ટ અને પાઉડર' સિવાય કરી શકે છે પણ આવા નાટક એને અને દેશને કયા ઘસડી જશે? ઇરાદાના આવિષ્કાર વિનાની દેખાતી એની મુગટનુ શુ સ્વરૂપ હશે?

"આજે બે વરસથી એ મહાસભાના પ્રમુખ છે સ્થિરતાથી, ખતથી તે પોતાની આગરૂ અને અસર વધારતા જાય છે જાણે વિજેતા સીઝર હોય તેમ એ દૂર ઉત્તરમાથી. કેપ-કોમોરીન સુધી ઘૂમ્યા છે અને ઘૂમતા ઘૂમતા એ યશ અને દતકથાઓ પાથરતા રહ્યા છે એ તે છે શુ? એના પોતાના આનદ માટેનો ગેલ માત્ર છે કે પછી સત્તાની ઇચ્છાશક્તિ એને એક લોકગણ તરફથી બીજા પર ધકેલ છે અને ત્યારે એના અતરમા ખાનગી વાત ઉચ્ચારાવે છે કે

'મેં મારા પંજામાં લોકોનાં ઘોડાપૂર ઉભરાવ્યાં છે અને મારો નિર્ણય આકાશને કોરીને ગ્રહનક્ષત્રોમાં આલેખ્યો છે.'*

"અને શી ખબર ! એ તરંગી ઘોડો આમ મરડાઈ પડે તો !......એ પોતાની જાતને સચ્ચાઈપૂર્વક આજે તો લોકશાસન વાદી અને સમાજવાદી કહેવડાવે છે અને પ્રજા સત્તાકવાદી તથા સમાજવાદી ભાષામાં વાતો કરે છે પણ વળાંક આવે ત્યાં...... આજ સુધી સમાજવાદની ભાષા વાપરી પછી ફાસીઝમનો ફાંસો પાથરી દેતા ફાસીસ્ટોની જેમ એ સરમુખત્યાર બની બેસે તો......?"

"પણ જવાહરલાલ ફાસીસ્ટ બની જ ન શકે. ફાસીઝમની ગલીચતા અને હેવાનિયતને ન અડે તેવો તે 'એરીસ્ટોક્રેટ' છે. એનો ચહેરો ને અવાજ તે વાતની ખાતરી આપે છે.........."

એક શિષ્યનો ગુરૂ તરફ હોય તેથી જરાક જુદો ને ગુંચવણભર્યો સંબંધ પંડિતજીનો મહાત્માજી સાથે છે. માનસિક અને લાગણીની દ્રષ્ટિએ બન્ને વચ્ચે ન પૂરી શકાય તેવું અંતર છે છતાં તેમને એક બીજા માટે ભક્તિભાવ હોય તેવું દેખાય છે, અને તેઓ એક બીજાને અભિનંદનો આપે છે. પંડિતજીને ગાંધીજીની જરૂર છે કારણ કે ગાંધીજીની જનતામાં લાગવગ છે અને ગાંધીજીને પંડિતજીની જરૂર છે કારણ કે હિંદભરમાં એનું સ્થાન બીજું છે.

જ્યારે પંડિતજી પહેલી વાર મહાત્માજીના પરિચયમાં આવ્યા ત્યારે તેમને એવો ભ્રમ થએલો કે ગાંધીજી સમાજવાદ તરફ ઢળશે પણ વરસો પસાર થઈ ગયાં અને જવાહરલાલનો ભ્રમ ભાંગી ગયો. પોતાનો પ્રિય ભ્રમ ભાંગી જતાં તેમને ખૂબ જ દુઃખ થયું.

* "I drew these tides of men into my hands and wrote my will across the sky in stars."

ગાન્ધીજીમા બાબત જેતા પડિતજીને મહાત્માજીના ગરીમો માટેનો પ્રેમ છતા, તે જ મહાત્માજી ગરીબોના ખૂન ચૂસતી અને તેમને કચડતી મૂડીવાદી ઘટનાના જ રક્ષક અને પોષક બની ગયે તે વાત અતિશય દુખદ લાગી છે ગાધીજીની વાલીપણાની વાતો પણ એમને અત્યત વસમી લાગી છે તથા હિસા અને ખૂન પર નભતી મૂડીવાદી પદ્ધતિને ટેકો આપવાના અહિંસામા માનતા ગાધીજીના વર્તાવ જવાહરલાલને અસહ્ય માનમ પડયા છે, અને ગાધીજીનો મૂડીવાદી તરફદારીનો વ્યાધિ અસાધ્ય ગણીને પડિતજીએ હવે તો હાથ ધોઈ નાખ્યા છે

અને તો ય આજે પડિતજી મહાસભામા ઉદ્દામોના નેતા નથી પડિતજી કરતા વધારે મોટા ઉદ્દામો દેશમા છે જવાહરલાલ તો મહાસભા સમાજવાદી પક્ષના સભ્ય પણ નથી જેમ ગાધીજી કરતા વધારે વિનિત એવા બીજા છે તેમ જવાહરલાલ કરતા વધારે જહાલ એવા ઘણા છે પણ જેમ મવાળોનુ મધ્યબિંદુ મહાત્માજી સાચવી રહ્યા છે તેમ જહાલોનુ મધ્યબિંદુ પડિતજી સાચવી રહ્યા છે જેમ લેનીનની રચના સામે ટ્રોટસ્કી નીકળ્યો તેમ ગાધીજીની રચના સામે જવાહરલાલ ઝૂકાવે એમ થોડાક જુવાનો માને છે જવાહરલાલે પોતે એક વાર ગભીરપણે કહ્યુ હતુ કે મહાસભાવાદીઓ પોતે તેને ફાસીએ લટકાવી દેશે

અને જતા જતા પણ પડિતજી જોરશોરથી ગાધીજીનો બચાવ કરતા કહે છે કે, "પ્રતિક્રાન્તિવાદી કે ક્રાન્તિકાર, ગાધીજી ગમે તેવા હોય પણ એણે જ હિદની કાયાપલટ કરી છે, પામર પ્રજાને પ્રાણ આપ્યો છે, અને જનતામા જાગૃતિ અને બળ પેદા કરી હિદના સવાલને જગત ભરનો સવાલ બના યો છે

## ૧૫

# બોઝ અને બીજા

૧૯૩૯માં ફરી વાર મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટાઈને મવાળોને હાર આપી ઉદ્દામવાદની જીત મનાવનાર સુભાષચંદ્ર બોઝ શરૂઆતમાં ગુરુવાદી હતા પછી રાજકારણમાં પેશ હિંદના ગજ કારણની લડતમાં સૌથી વધારે મદદ કરનાર એ એકના જ છે જવાહરનાને પણ એટલું મદદ નથી કર્યું બોઝ દશ વાર કારાગાર પાછા જઈ આવ્યા છે એમનો છેલ્લો છૂટકારો ૧૯૩૭માં થયો

કટકના મધ્યમવર્ગી એક કુટુંબમાં ૧૮૯૭ની સાલમાં બોઝનો જન્મ થયો બોઝના બાપા વકીલ હતા સોળ વરસના જુવાન બોઝને આખરી સત્ય સમજવાનું મન થઈ આવ્યું સોળ વરસના જુવાન બોઝને દુનિયાના દુઃખ સાલ્યાં ને સંસારના રોગનું નિદાન કરી કોઈ આધ્યાત્મિક જડીબુટ્ટીની શોધ કરવા હિમાલય તરફ ભાગી ગયા બોઝને સોળમે વરસે સિદ્ધાર્થની સાન આવડી હતી

બુદ્ધની જેમ ઘર ત્યાગીને, કુટુંબ છોડીને, આનંદો ને ઉપભોગ છોડીને બોઝ હિમાલયની ગિરિકંદરાઓમાં શોધી રહ્યા, પલાંઠી વાળીને આસન માંડી રહ્યા, ધ્યાન ધરીને ધીખી રહ્યા પણ કંઈ દેખાયું નહિ, કંઈ હાથ લાગ્યું નહિ. એક વરસ સુધી હિમાલયમાં જે જડયું નહિ તેની શોધ તેમણે પાછી બનારસ જેવાં યાત્રાધામોમાં માંડી. બનારસમાં દુનિયાનાં દુઃખોથી દમન કરતા, ને સંસારના તાપથી પોતાની જાત શેકતા એ જુવાનને ટાયફસ તાવ આવ્યો.

જુવાનનાં અંગ પ્રત્યંગ ધીખી ઉઠયાં હતાં. નાકમાં ગરમ પ્રાણની ધમણો ધમતી હતી, કપાળ પર તપેલી નસો તરી આવી હતી. ત્યારેય એ જુવાનને જંપ નહોતો. એનું તપ્ત અંતર ઉકળાટમાં લવારે ચઢયું હતું.

ત્યારે કોઈએ નીચા નમીને એને ઓળખ્યો, એના માથા પર પાણીનું પોતું મૂકયું અને સારવારથી એ ભાગી ગએલા જુવાનને કટક ભેગો કરી, ઝૂરતાં બાબાપાને સોંપ્યો. ચાલી નીકળેલા જુવાન દીકરાને ફરી દાખવતાં બાબાપા આનંદી ઊઠયાં.

બોઝે અભ્યાસ કરવાનું સ્વીકાર્યું. બાબાપાને લાગ્યું કે દીકરાને દુનિયાદારીનું ડહાપણ આવ્યું છે. બોઝે અભ્યાસકાળનાં તોફાની વરસો શરૂ કર્યાં. કલકત્તાની પ્રેસીડેન્સી કોલેજમાં આવ્યા ત્યારે બોઝે ભાઈબંધોની એક ટોળી જમાવી. એક વાર એ રાષ્ટ્રવાદી ટોળીએ હિંદીઓનું અપમાન કરવામાં માનનાર એક અપ્રિય બનેલા અંગ્રેજ પ્રોફેસરને ભિડાવ્યો ને સારી પેઠે ફટકાવ્યો. બોઝને કોલેજમાંથી રજા આપી દેવામાં આવી. પછી ઈંગ્લેંડમાં જઈને બોઝે પાછો અભ્યાસ શરૂ કર્યો.

સ્કોટીશ ચર્ચ કોલેજે એને બી. એ. ની ઉપાધિ આપી. બોઝ બી. એ માં તત્ત્વચિંતનનો વિષય લઈ ફર્સ્ટ કલાસ ઓનર્સ લઇ પાસ થયા. પછી કેમ્બ્રીજની પરીક્ષા પસાર કરી અને ત્યાર પછી તરત જ ઇન્ડિયન સીવીલ સર્વીસની પરીક્ષાઓ ચોથે નંબરે પસાર કરી.

ત્યારે યુરોપમાં મૂડીવાદી ખૂનામરકી એ છૂટ્ટો મૂકેલો શાહી વાદી શિકાર–સમારંભ જેવો વિશ્વ–વિગ્રહ કાઢી ચૂકયો હતો. જેમ જવાહરે તેમ બોઝે પણ પોતાની બધી ડીગ્રીઓ ને માનચાંદ ફગાવી દઈ રાજકારણમાં ઝંપલાવ્યું અને સ્વરાજપક્ષમાં જોડાયા ત્યારથી આજ સુધી એક ધારૂં સતત કામ અને કારાગારવાસ એ સુભાષચંદ્ર બોઝનો કાર્યક્રમ બની રહ્યો છે. હિંદી નેતાઓમાં ખૂબ તોફાની એવો બોઝ બ્રિટનને જરાપણ ગમતો નથી કારણ કે તે હમેશાં શાહીવાદ સામે લડાઈની જ વાત કરે છે. ૧૯૨૮મા બોઝે જવાહરલાલ સાથે ઇન્ડિપેન્ડન્સ લીગની સ્થાપના કરી અને ૧૯૨૯ થી ૩૧ સુધી બોઝ અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ તરીકે રહ્યા. પછી એમની તબિયત કેટલીએ વાર ગંભીર રીતે બગડી ગઈ અને બોઝ યુરોપમાં આરામ માટે ગયા ૧૯૩૦માં બ્રહ્મદેશની એક જેલમાં જકડાયલા બોઝ કલકત્તાના મેયર તરીકે ચૂંટાયા હતા.

બોઝથી સરકાર બીતી રહે છે કારણ કે તે જહાલ છે અને જહાલોના નેતા છે. તેથી જ 'ઇન્ડિયન સ્ટ્રગલ' નામનું બોઝનું લખેલું પુસ્તક હિંદમાં જપ્ત છે. એક વખત બોઝ જ્યારે બરમામાં 'ઇન્ટર્ન' થયા હતા ત્યારે તેમણે કલકત્તાના એક છાપામાં એવું લખાણ જોયું કે બોઝ ટેરોરીસ્ટ હિલચાલના સંચાલક હતા. બોઝે

તે છાપા પર નુકમાનીનો કેસ માંડશે અને બોઝ ટેરેરીસ્ટ હતા એવી સાબિતી ન મળતા છાપાના મવાલને નુકસાની ભરી દેવી પડી

બોઝને એક જ વાતની ધૂન છે એ સંપૂર્ણ સ્વાતંત્ર્ય!! ધ્યેયમાંથી જરા પણ ચસવા નથી માગતા બ્રિટન સાથેના સંબધો સંપૂર્ણ છૂટકારો એ માગે છે અને હરિપુરામાં મહાસભાના પ્રમુખપદેથી ૧૯૩૮માં એમણે એ જ ઘોષણા કરી હતી ફેડેરેશનને અંગે તે ઈન્ડિયા એકટનો કટ્ટો વિરોધ કરનાર છે, અને જરૂર પડે તેટના માટે સત્યાગ્રહની લડત શરૂ કરવાના મક્કમ નિર્ણયવાળા છે

આજે સરકાર ઉપરાંત મવાળોના આટઆટલા વિપરીત વિરોધ પછી પણ અને માંદગીના ભયંકર આક્રમણ પછી પણ બોઝ જેવા ને તેવા ધીર ગંભીર બનીને એક તસુ પણ ચસ્યા વિના બધા પ્રતિક્રાન્તિવાદીઓની સામે ખડા છે ખુશ મિજાજથી વાતો કરી શકે છે, પ્રચારકની ધૂન મચાવી શકે છે, કટ્ટર રાષ્ટ્રવાદીપણું જાળવીને પોતાનો ભભકભર્યો દેહ ગમે ત્યારે હિંદની આઝાદીની લડતમા પાડી દેવા તૈયાર રહી શકે છે રાષ્ટ્રવાદીઓમા એ જ એક સંપૂર્ણ આઝાદીનો અણનમ યોદ્ધો છે

બોઝ પરણ્યા નથી ૧૯૩૯ના ત્રિપુરી અધિવેશનમા જ્યારે ગાધીજી એમના વિરોધી બની ગયા અને જ્યારે એની ગંભીર માંદગી વખતે એમને પદભ્રષ્ટ કરવા પોતાના ચાર શિષ્યોને ગાધીજીએ મહાસભામા ભાગલા પાડવા મોકલી આપ્યા ત્યારે પણ તેમણે બતાવેલો વર્તાવ સોએ સો ટકા રાજકારણી પુરુષના સ્વાભ્યને શોભે તેવો હતો ૧૯૩૯ના મેમા બોઝે રાજીનામુ આપી દઈ મહાસભાનુ પ્રમુખપદ મવાળો માટે ખાલી કર્યુ

બોઝના ગયા પછી ગાધીજીની સૂત્રધારી નીચે ત્રણની મવાળ ત્રિપુટી એક આદમીની જેમ કામ કરી રહી એ ત્રણે નામ

પશ્ચિમના લોકોને ઉચ્ચાર કરવા અઘરાં પડે તેવાં ને તદ્દન અજાણ્યાં છે અને તોય એ ત્રણે નામો ગાંધીજી અને નેહરુની હરોળમાં હિંદી રાજકારણની મવાળ વિભૂતિઓમાં અત્યંત અગત્યનાં છે

એ ત્રણેમાં મોખરાનું નામ સરદાર પટેલનું છે અને મહાસભાની તે મુખ્ય મવાળ વિભૂતિ છે તથા મવાળપક્ષના અગ્રગણ્ય નેતા છે એ પોતે પક્ષના 'જીમ-ફેરલી' નિષ્ઠુર વ્યવસ્થાપક છે એક વખત, સૌ મવાળોના એક માત્ર સરદાર ગાંધીજી એક ઈસારો કરે કે તરત જ ત્રિપુરીમાં બન્યું તેમ તેનો અમલ કરવાના યંત્રો ગતિમાન કરી દે એ મવાળ યંત્ર સરદારને સાંપડ્યું છે અને પોતે જ તેના—આડે મહાસભા સરકારોના નિયામક છે

આજે સરદાર પટેલની ઉંમર એકસઠ વરસની થઈ છે મોટી તાલ પડી ગએલી ખોપરીવાળા સરદાર મજબૂત બાંધાના છે, અને ભૂતકાળના રોમન શહેનશાહ જેવા દેખાતા છતાં પોતાને ખેડૂત તરીકે ઓળખાવે છે. અલબત્ત, એ પોતે ખેતરમાં જનમ્યા હોય અને કોઈએ કહ્યું તેમ એમની સંસ્કારિતા (culture) કદાચ 'એગ્રીકલ્ચર' જ હોય. જવાહરલાલની મોહકતા કે બુદ્ધિની તીક્ષ્ણતા તથા રાજગોપાલાચારીના રંગબેરંગી માનસિક વલણો એમનામાં નથી. એમનામાં ગાંધીજીનો ધાર્મિક વેગ પણ નથી. કેવળ હાથમાંના કામ પર તડામાર મચી પડવાની ક્રિયાશક્તિ જ છે સરદાર પટેલ ક્રિયાશીલ વ્યવહારુ માણસ છે અને તેથી જ તે ગાંધીજીના સૌથી વધારે નજદીકના સાથીદાર છે

ગૂજરાતના ખેડા જીલ્લામાં એમનો જન્મ થયો ૧૮૫૭ના બળવા વખતે સરદારના બાપા બ્રિટન સામે લડેલા, તથા સરદાર ઉપરાંત સરદારના મોટાભાઈ વિઠ્ઠલભાઈ પટેલ, જે મહાન રાજકારણી

પુરૂષ તથા મહાન મહાત્માજી હતા તેમને પણ પોતાની પાછળ મૂકી ગએલા. સરદારે વકીલ થવાનુ નક્કી કર્યું અને પછી પોતાની જાતને ફોજદારી વિષયના કાયદાકાનુનોમા પારંગત કરી અને ખાસ કરીને ખૂનના કેસોમા તો બચાવપક્ષની સરદારની હોશિયારી જાણીતી હતી જ્યારે ગાંધીજી પહેલી વાર અમદાવાદ આવ્યા ત્યારે તે અમદાવાદ ક્લબમા ત્યાના મધ્યમવર્ગ અભિમાનની છાપ પાડતા અવારનવાર જતા ત્યારે એક ખૂણામા અહિંસા મઝેથી ખભા ચઢાવતા વલ્લભભાઈ પટેલ બેસતા, પત્તા રમતા સીગરેટ ફૂંકતા ને બેદરકારીથી હસતા હતા. પછી ધીમે ધીમે તે ગાંધીજીના પ્રશંસક બન્યા અને જ્યારે મહાત્માએ અસહકારની લડત શરૂ કરી ત્યારે પટેલે ધીકતી વકીલાત છોડીને ઝંપલાવ્યુ.

એક વખત લડતમાં જોડાતા પહેલા અદાલતમા ઉભા રહીને પટેલ કેસ લડતા હતા ત્યારે પટેલના પત્નીના અવસાનનો તાર આવ્યો પટેલે તે ફોડ્યો, વાચ્યો, અને જરાપણ મનોભાવ બદલ્યા વિના ગજવામા મૂકી પોતે જે કેસની ચર્ચા કરતા હતા તે આગળ ચલાવી ઘણા લોકો એમ માને છે કે ગાંધીજી પછી સરદાર સરમુખત્યાર થાય ત્યારે જવાહરલાલને ટીટરકી ગનવુ પડશે. જો ડાબા જમણી તડ એક બીજાથી તદ્દન વિખૂટા પડી જાય તો સરદાર પટેલ જમણી પક્ષના હરીફ વિનાના મુખી જરૂર છે.

એ ત્રિપુટીમાં સરદાર પછીનું બીજું મુખ મૌલાના અબુલનુ છે. મૌલાનાની ઉમર પચાસ વરસની છે. પોતે સારા એવા ધર્મ-શાસ્ત્રી અને ઈસ્લામી ચિંતક છે. એ પૂર્વના વિદ્વાન પુરૂષ છે તથા કુરાનના મોથી સારા ટીકાકાર છે.

મૌલાના અબુલ કલામ આઝાદ ૧૮૮૮ ની સાલમાં મક્કામાં જન્મ્યા હતા અને પંદર વરસની ઉમરે પરશીયન અરેબીક અને

મુસ્લિમ ધર્મશાસ્ત્રના સારા એવા અભ્યાસી ગન્યા હતા પછી હિંદમા ગાપા પાસે મૌનાના આવ્યા અને ૧૯૧૨મા આનદિનાન નામના એક ઉર્દૂ છાપાના તત્રી ગન્યા એમણે આજ સુધી મુસ્લિમોને રાષ્ટ્રીય હિનચાનમા લાવવાનો પ્રયત્ન કર્યો છે ૧૯૧૬મા અબુનને 'ઇન્ટર્ન' કરવામા આ ન હતા અને પછી ૧૯૨૦મા છોડવામા આવ્યા છૂટકારા પછી તરત જ તે સત્યાગ્રહની નડનગા જોડાયા ૧૯૨૩મા પોતે મહાસભાના પ્રમુખ ગન્યા

હવે અબુન કનકત્તામા રહે છે ૧૯૩૯મા ગાધીજીએ અબુનને મહાસભાના પ્રમુખ ગ ાવા—સુભાષની ઉમેદવારી રદ કરવા કહ્યુ હતુ પણ તેમણે ના પાડેની જો સરદાર પટેન મહાસભાની ઉગામાયલી ક્ષોખ'ડી અને મવાળ મુક્કી છે તો અબુન તેની બુદ્ધિ અને આધ્યા ત્મિકતા છે અને બાબુ રાજેન્દ્રપ્રમાદ એ મવાગ ત્રિપુરીમા મહા સભાનુ મવાળ હૃદય છે

બાબુ રાજેન્દ્રપ્રસાદ ૧૮૮૪ની સાનમા જનમ્યા અને પછી કલકત્તા યુનિવર્સીટીમા પ્રથમ પક્તિમા હમેશા વિશિષ્ટતા મેળ વતા અભ્યાસ કરવા નાગ્યા પછી રાજેન્દ્રબાબુ શિક્ષક અને ત્યાર પછી વિદ્યાપીઠના અધ્યાપક ગન્યા અને પછીથી એમનુ ધ્યાન કાયદા તરફ દોરાયુ કાયદામા પસાર થયા પછી રાજેન્દ્રબાબુ જબરી કમાણી વાળા વકીન બન્યા અને પછી ૧૯૨૦મા તેમણે ગાધીજીની સત્યાગ્રહી ચળવળમા ઝપના વ્યુ ત્યારથી રાજેન્દ્રબાબુ ગાધીજીના પરમ મિત્ર અને શિષ્ય બની રહ્યા છે ૧૯૧૧થી રાજેન્દ્રબાબુ અખિન હિંદ મહાસભા સમિતિના સભ્ય છે તથા છેલ્લા સત્તર વર્ષથી કાર્યવાહીમા છે ૧૯૩૪મા તે મહાસભાના પ્રમુખ થયા હતા

## ૧૬

# દૂરની સરહદો

અફગાનિસ્તાન ને તુર્કસ્તાનને હિંદથી વિખુટા પાડતી જાણે જમીન બની ગએલી મહાસાગર જેવી ઉતરતા ચડતા ડુંગરાના કરાડોની ભયંકર ગિરિમાળા ઉભી છે. હિંદની સરહદનો એ જાજરમાન બુરજ છે. એની કરાલ કિનારીઓની વચમાં વચમાં પાતાળી કન્દરાઓનાં અંધારાં અટવાયલાં પડયાં છે. એના પર સિકંદરની સેનાના પડછાયા પડ્યા'તા. એના જ પર જંઘીસખાનનાં લશ્કરી ધાડાંના ઓળા ઉતર્યા હતા. ઉત્તર પશ્ચિમની સરહદનો એ હિંદનો સરહદી પ્રાંત-છે અને બ્રિટિશ કહે છે કે એ સર્વોત્તમ પ્રાંત છે.

ભૂખરા ને ભયંકર ખડકો અને અંધારી ગહ્વરોથી ગહન સ્વરૂપો રચની એ ગિરિમાળામાં ભૂલભૂલામણી જેવા રસ્તાઓ છે, ઊંટોને સફર કરવાનો, મોટરને હંકારવાનો માર્ગ છે; વચમાં છૂટાં છવાયાં ખેતરો છે ને ખેતરોમાં બાજરો પણ દેખાય છે. વરસાદ પડે

ત્યારે નહિ સહી શકાય તેવો કાદવ જામે છે ને વરસાદ ન પડતો હોય ત્યારે અસહ્ય એવી ધૂળ ઉડે છે, અને શિયાળામાં હારી દે તેવી ટાઢ વાય છે.

ત્યાં નાનાં નગરો છે, ને ગામડાંનાં જૂથ છે. ત્યાં ખાઇબર માર્ગને કિનારે કોઈ શહેરના બજારમાં અંદર ભીતરમાં વસતી ટોળીઓનાં માણસો રંગબેરંગી પાઘડીઓ પહેરીને પોતાનાં માટીનાં ઘરની પીળી દિવાલોમાંથી બહાર આવે છે ને ખરીદી કરે છે ને આમ તેમ ટહેલે છે. આવું ખાઇબરઘાટ ને વઝીરીસ્તાનમાં ચાલે છે.

એવાં સરહદનાં વતનીઓ સુન્ની ઇસ્લામીઓ છે, જાતે અફ્ઘાન છે, અને પુશ્તુ ભાષા બોલે છે. ત્યાં ય આજ તક મહાસભા સરકાર હતી અને ત્યાં ય જાગેલી કિસાન જનતાની તરફદારી કરનાર દીકરાને વડાપ્રધાને જેલના સળીઆ પાછળ જકડાવી જમીનદારોની જમાતમાં કીર્તિ સંપાદન કરી હતી. ત્યાંના વતનીનું નામ પઠાણ છે. ત્યાંના પઠાણોના નાના મોટા ભાગ રીગાહ, વઝીર અને આફ્રીદીના નામે ઓળખાય છે. પઠાણની સ્ત્રીજાત પડદા પાછળ ઢંકાયલી રહે છે. પઠાણો પાસે બધી મળીને ૭ લાખ રાઇફલો તો હશે જ.

આફ્રીદી વર્ગમાં રાજકીય ભાન જબરૂં જાગતું જાય છે. નવીનતા માગતી જુવાનીને વડિલોની સ્થિતિચૂસ્તતા નાપસંદ છે. નાનાં ગામોમાં વહેંચાયલી ટોળીઓનો સંઘ છૂટક છૂટક ગામોનાં જૂથ કરીને પોતાનું શાસન પશ્ચિમની પદ્ધતિએ કરે છે. ત્યાંના જુવાનો લાલ ખમીસવાળાં બનતાં જાય છે અને તેઓ ટોળીઓની તથા રજવાડાશાહીની સીમાઓ ઉલ્લંઘીને સરહદના ગાંધી ખાન

અમદુન ગફારખાનની સરદારી નીચે હિંદી મહાસભામાં જોડાતા જાય છે

જૂની માનવતાના સંગ્રહસ્થાન જેવો કોકેશસ પર્વત પણ અજાયબ જેવો છે ત્યાંના કેટલાક તો ગફાવટાના ધંધા પર જ જીવે છે ત્યાંની કેટલીક ટોળીઓમાં તરતના જન્મેલાઓને જનેતા હોશિયાર ચોર બનવાની ગળથૂથીઓ પાય છે બહારવટું એ જ ત્યાંના યુવકાનો એક સરકારી વ્યવસાય છે એ વ્યવસ્થામાં સરહદના માગો સરહદી પ્રાંતની ધોરી નસો જેવા છે એ રસ્તાઓ સૌના સરખા ગણાય છે એ રસ્તા પર કોઈને વીંધી નાખવું એ અવિનયી ગણાય છે અંદરની ટેકરીઓમાં શરીર પરંતુ માથું અસલામત બને થાય પણ રસ્તા પર તે સલામત દેખાય છે ખાઈબર નાકના કિનારા પરના ગામોએ મોટા રસ્તા પર પહોંચવાની જમીનની અંદરની કેડીઓ ખોદાની છે અને ત્યાંથી જનારા પણ સલામત દેખાય છે પરંતુ બધા રસ્તાઓ પરની ચાલ સૂરજ આથમતા ઉતાવળી બને છે અને સંધ્યા પછી તો બધી સ્ત્રીઓ અને બધા ઢોર ઢાંખર પાછા પૂરાઈ જાય છે

બના ટોળીઓનું શાસન છે એવા સરહદી પ્રદેશના કોહટ શહેરમાં એક હથિયારો બનાવવાનું કારખાનું છે તેમાં ચાલીસ કામદારો રાઈફલો બનાવવામાં રોકાઈ ગયા છે એ કારખાનું દરેક ૧૦ પચાસ રૂપિયા કિંમત ઉપજે એવી પચાસ રાઇફલો દર માસે નિપજાવી શકે છે આ કારખાનું બ્રિટિશ સત્તાની જાણ બહાર નથી પણ તેઓ તેના તરફ આંખમીચામણાં કરતા પોતાને જ વિધાનની રાઇફલોને બનવા દે છે તેઓ એમ પણ ધારે છે કે એ લોકોને જો આવી ખરાબ રાઇફલો પણ બનાવતા અટકાવવામાં આવશે તો તે અફગાનિસ્તાનમાંથી વધારે સારી રાઇફલો ખરીદી લાવશે એ

કારખાનામાં તોપો બનતી નથી પણ બનવા માંડે તો તેને જરૂર દબાવી દેવામાં પણ આવે. અને પઠાણોને તોપો પસંદ પણ નથી. એમને તો બગલમાં દબાય એવી અને ઘોડો દાબતાં ફૂટે તેવી બંદૂકો જ પસંદ છે.

બીજી એક બહુ રસીક બાબત તો એ છે કે ત્યાં બે સરહદો છે. એ બે સરહદોની એક ડુરાન્ડ હદ છે, જેને બ્રિટિશલોક એમના નકશાઓમાં બરાબર ચિતરી બીજી હદને દબાવી રાખે છે. તે હદ તો રાજકીય હદથી ત્રીસ માઈલ સુધી પૂર્વ તરફ દોડે છે. અને ડુરાન્ડ હદની સાથે જ એવી એક જમીનની પટી છે તેને બ્રિટિશલોક બ્રિટિશ હિન્દ તરીકે નકશામાં ઓળખાવે છે. પણ તે વાત સાવ ગલત છે. એ પટી તો નધણિયાતો પ્રદેશ છે, જે પર જો બ્રિટિશની હકુમત હોય તો તે બ્રિટિશના કોઈ કાયદાથી સ્થપાયલી નથી. લંડનમાં અંગ્રેજી પારલામેન્ટ કે દિલ્હીમાં હિંદી સરકાર કોઈપણ એ પ્રદેશ માટે એકે કાયદો કરતું નથી. ત્યાં તો ત્યાંના વતનીઓની કાઉન્સીલો જે જીરગા નામથી ઓળખાય છે તે પોતાના મન પસંદ કાયદાઓ કરી લે છે.

આ વાતનું કારણ ઐતિહાસિક છે. એનો સાથે જ અફગાનિસ્તાનને સંબંધ છે, અને શાહીવાદી અંગ્રેજ કવિ કીપલીંગે ગાયું હતું તેમ રશિયન રીંછ ત્યાં આંટા મારે છે. એ રીંછ કોઈ દી હિંદનાં કમાડ ખખડાવી બેસે તો? તો તેને રક્ષવાંજ જોઈએના! અને ત્યાં વસતી ટોળીઓ તો વંટોળ જેવી અવારનવાર સિંધુનાં મેદનો પર ઉતરી જ પડતી હતી. સવાલ એ હતો કે એ ટોળીઓનું કરવું શું? હિંદમાં ૧૮૫૭નો બળવો થયો ત્યાર પછી પચાસ વરસ સુધી લોર્ડ કર્ઝનની સરકાર સુધી એ સવાલે બ્રિટિશ...

મુસ્લદીઓને મૂ ર ના એ મૂઝવણ એ ૮તી કે એ ટોળીઓને પાછી તો હટાવવી પણ કયા સુધી? એ મૂઝવણના બે બ્રિટિશ જવાબો હતા એક જવાબ કહેતો હતો કે ઠેઠ અફ઼ઘા. હદ સુધીમાંની એ ટોળીઓનુ એક સાગ દહાડો જોઇને કામળ કાઢી નાખવું પણ કાસળ કાઢવા તો કરોડો સોનામહોરો જોઈએ ને મોઘી માગણી લડાઇ નડવી પડે તેનુ શુ?

' તો એમ કરો ' બીજો જવાબ બોલતો હતો, "આપણે પર્વતમાળામાથી પાછા જ આવતા રહો અને સિંધુને આપણી નાદનદોરી બનાવી દો'

બન્ને જવાબો બ્રિટિશ ૮જને પથ્ય ન પડ્યા લોર્ડ કર્ઝને ત્રીજો રસ્તો કાઢયો એ રસ્તા પ્રમાણે સરહદી પ્રદેશના બે ભાગ કરવામા આવ્યા એક ભાગમા બ્રિટિશે સંપૂર્ણ હકુમત સ્થાપી દીધી બીજા ભાગમા હકુમતને ૯ળવી બનાવી દીધી અને ત્યાના વતનીઓને સ્વતંત્ર રહેવા દીધા એથી એક ફાયદો થયો જો અફ઼ગાનિસ્તાન દુશ્મન બની બેસે તો પેલો ગફ઼ર પ્રદેશ દમ ખાવા જેટલો દિલાસો તો દે ને ! અને જો અફ઼ગાનિસ્તાન સાથે દોસ્તી ટકે તો ત્યા સુધી જફ઼રમા વસતી ટોળીઓને રજાડવામા આવે તો ય અફ઼ગાનિસ્તાનમા ધકેલી દેવાની ફ઼રજ ન પડે એ ટોળીઓને બ્રિટિશ સરકાર હથિયાર કરતા લાચ આપીને વધારે વશ ગણે છે એ લોક શાંતિ જાળવી નાખે એટલા જ માટે તેમને સાલિયાણા બાંધી આપવામા આવ્યા છે એ દર વરસની પહેરામણી પાચ લાખ પૌંડ જેટલી થાય છે અને પછી, એમ અનુક્રમમા અફ઼ગાનિસ્તાન આવી લાગે છે જેણે ઈંગ્લન્ સોવિયટ રશિયા અને ચીનના પશ્ચિમ તરફ઼ના ટેકેટેકરાઈ રહ્યો હોય તેવો અફ઼ગાનિસ્તાન હિંદની સરહદને અડે છે સૌ સુધરેનાઓની વચમા ગોઠવાયલો એ દેશ, ૨૫૦,૦૦૦ ચો સ

માઠનના વિસ્તારનાજો તથા ગાર બિનિચન લોકની વસ્તીનાજો છે તેનુ પાટનગર કાબુન છે કાબુનમા બ્રિટનને રશિયાની શેતર૦૮ એનાન છે, બ્રિટન ને રશિયાની જાસુસી ચ્યાર છે

ત્યા અફગાનિસ્તાનમા ત્યારે અમાનુલ્લ નો બાપ રાજ કરતો પછી ૧૯૧૯ની માનમા અમાનુલ્લા ગાદી પર આ યો, અને ૧૮૮૦થી બ્રિટન સાથે થએની સ ધિ એણે તપાસી એ સ ધિ પ્રમાણે બ્રિટન અફગાનિસ્તાનને વરસ દહાડે ૧૨૦,૦૦૦ પૌ ડનુ માનિગાણુ ભરતુ ને બદનામા અફગાનિસ્તાને બ્રિટનને પોતાની સરહદોનુ રક્ષણ ક વાની અને પોતાના પ દેશ સ બધો પ લાગવગ ધરાવવાની રજા આપી હતી

અમાનુલ્લાના સ્વમાનને તે ખૂચ્યુ, ને તેણે બ્રિટન સાથે તકરાર બાધી બ્રિટને ચાલાકી વાપરી અમાનુલ્લાને પાછળથી થપાટ મારી અને પોતાની લાગવગ મચી લીધી અને સાનિયાણુ ખેચી લીધુ પણ અફગાનિસ્તાનની દોરી મજબૂત હાથે પકડી રાખી અમાનુલ્લાને પોતી સ્વત ત્રતાનો સ તોષ મળ્યો પણ સાનિયાણ ગયુ પછી રીસમાને રોમમા અમાનુલ્લાએ અફગાનિસ્તાનને સુધારી નાખવાનુ સાહસ ખેડ્યુ એણે એક પછી એક સુધારા સખત ગનીને મૂકવા માડ્યા મુલ્લાની સત્તા દુ પી નાખવા માડી, એણે વડાઓના પોતાની દીકરીને પોતાની ઇચ્છા પ્રમાણે ફાવે તેને પરણાવવાના હક્કને ગેરકાયદેસર કરી છોકરીની ઇચ્છા અને પસ દગી ને કાયદેસર કરી ૧૯૨૩મા છોકરીના બાપાએ બળવો કર્યો, મુલ્લાઓએ અમાનુલ્લના સામે બાગ પૂકાની અફગાનિસ્તાનમા આતર યુદ્ધ થયુ અમાનુ ના ગાદી છોડીને નાઠો અને રોમમા જઈ ને રહ્યો પછી અમાનુલ્લાની ગાદી પર એક ભસ્ચા સાકુ બેસી પડ્યો પણ

તેને ઠેકાણે કરી અમાનુલ્લાનો એક પિત્રાઈ ભાઈ નાદીર નામે ગાદીનશીન થયો. નાદીરનું શાસન પ્રતાપી દેખાયું પણ ૧૯૩૩મા તેનું ખૂન થઈ ગયું. પછી નાદીરનો દીકરો ગાદી પર બેઠો અને તેની આસપાસ તેના ત્રણ કાકાઓએ રાજસત્તા રચી. આ બધી લીલા નિહાળતી બ્રિટનશાહી પોતાના દોરીસંચાર પર મલકાતી હતી.

સૌનું માથું ફરી જાય છે તે ટિબેટ અજોડ છે. ટિબેટમાં જ રાજકારણને ધર્મના રંગો એક બની જાય છે. ટિબેટમાં લામા (બૌદ્ધ ધર્મગુરુ) રાજ કરે છે એક ટેશુનામા છે અને બીજા ધર્મરાજ દલાઈ લામા છે

લામાઓ વારસાગત નથી પણ તેઓ લામા પુનર્જન્મના સિદ્ધાંત પ્રમાણે ચૂંટાય છે. જ્યારે લામા મરે છે ત્યારે તેનો આત્મા તે જ સમયે જન્મેલા કોઈ બાળકમાં પ્રવેશ કરે છે એમ મનાય છે. એમ પ્રવેશ કરાયેલું બાળક જીવતા લામા વડે, મુખ્ય પ્રધાન વડે કે બીજા અધિકારીઓ વડે શોધી કઢાય છે ને પછી તેને લામા મનાય છે

આજે ૧૯૩૯મા સ્થિતિ એવી છે કે ટિબેટમા ટેશુનામા નથી છેલ્લો મોટો ટેશુનામા ગયા માસ ચીનમા દેશવટે મરણ પામ્યો એ વૃદ્ધ ટેશુનામાએ કેટલાક રાજકારણીય કારણોને લીધે ટિબેટ છોડ્યું ત્યારે સૌને આઘાત થયો હતો. આજે એનો આત્મા ચીનથી આવીને તે સમયે જ જન્મેલા કયા બાળકમા પેઠો હશે તે કળાયું નથી. પણ દલાઈ લામાના મરણ પછી તેના આત્માને ૧૯૩૮મા એક બાળકમા શોધી કઢાયો હતો આજે એમ શોધી કઢાયલો દલાઈ લામા ચાર વરસનો જ છે

પણ સરકાર ચાલે છે. સરકાર ચલાવનાર સાધુ સમુદાય હોય છે. દરેક કુટુંબમાંથી એક છોકરો તો સાધુ થતો જ હોય છે. ટિબેટની કુલ વસ્તીના એક પંચમાંશ જેટલા સાધુઓ છે

મુખ્ય લામાઓ પાટનગર લાસામાં દફનાય છે. મુખ્ય લામાઓના શરીર પર મંદિરો રચાય છે. હમણાં છેલ્લા મરણ પામેલા દલાઈ લામાના દેહ પર રચાયલા દેવળનું છાપરું દશ લાખ પૌંડની કિંમતના સોનાથી મઢાયલું છે.

એવું ટિબેટ ચીનનો એક ભાગ છે, પણ ચીની સરકાર ટિબેટના પાટનગર લાસામાં કોઈ રાજકીય ભાગ ભજવતી નથી. ૧૯૦૨ થી બ્રિટિશશાહીએ ટિબેટમાં પ્રવેશ કર્યો અને હિંદની એ હદ પર પોતાનો અધિકાર સ્થાપી દીધો. ટિબેટમાં બ્રિટનના દંડૂકાની અણિ જેવું સીક્કીમરાજ છે. બ્રિટિશ હિન્દ અને સીક્કીમ વચ્ચેની હદ પર સખત ચોકી પહેરો મૂકવામાં આવ્યો છે. સીક્કીમની મુલાકાત લેનારાઓ પાસે ટિબેટની અંદર નહિ જવાનું ખત કરી લેવાય છે. સીક્કીમનો મહારાજા શરમાળ અને હસમુખો બૌદ્ધ છે. તે લાંબો ચોટલો રાખે છે અને પીળો ઝભ્ભો ઓઢે છે, અને બેઠો બેઠો લંડનનો રેડિયો સાંભળતો એની ગોરીછોકરાં સાથે રાચે છે.

વળી હિમાલયમાં ટિબેટ અને બ્રિટિશ હિન્દની વચ્ચે એક નેપાલ રાજ્ય છે. બ્રિટન તેને વરસ દહાડે ૭૪,૦૦૦ પૌંડનું સાલિયાણું આપે છે, અને નેપાલમાંથી ગુરખાઓને લશ્કરમાં ભરે છે. નેપાલનો રાજા બુદ્ધ છે અને ગાયના ખૂનને દેહાંત દંડની શિક્ષાવાળું ગણે છે.

નેપાળ સાથે ભુતાન રાજ્ય છે. નેપાલની જેમ એ પણ પહેલાં ચીનનો એક ભાગ હતું. નેપાળની જેમ ત્યાં પણ બુદ્ધ ધર્મ

પ્રવર્તે છે ભૂતાનને પણ બ્રિટનશાહી વર્ષાસન આપે છે અને તે ાા પ્રદેશ સગધો પર પોતાની હકુમત રાખે છે

ગાજુ પર મ ાન જન બ્રહ્મદેશ છે તેનો વિસ્તાર પહેલાના ઓસ્ટ્રિયા હગેરી જેટલો ૨૬૧,૦૦૦ ચોરસ માઈલનો છે બ્રહ્મદેશની ધરતીમા કિમતી ધાતુઓ, પેટ્રોલ અને દુનિયાભરમા સૌથી વધારે ચોખા પાકે છે બ્રહ્મદેશના ચહરા પર સ્મિત ફરકે છે પણ શાહીવાદી શોષણમા બ્રહ્મદેશના પેટમા ભયકર ભૂખ સળગે છે મચુ શહેનશાહતના મૃત દેહમાથી બ્રિટિશ શાહીવાદે બ્રહ્મદેશનો ટૂકડો લઈ લીધો અને ત્યારથી ૧૮૬૦ થી તેનુ એક ધારૂ શોષણ ચલાવે રાખે છે ૧૯૩૫ ના ' કાયદા પ્રમાણે તેણે બ્રહ્મદેશને હિદથી વિખુટો પાડયો બ્રિટનને એવી આશા છે કે હિદ પર ગોઠવેલો એનો પજો ઉઠાવવો પડે તો ત્યારે બ્રહ્મદેશ પર એ બન્ને પગ ગોઠવી શકે

## ૧૭

# જાપાનીસ શહેનશાહત

જાપાનનો શહેનશાહ પણ માનવપ્રાણી છે. એ પ્રાણીને બીજા માણસોની જેમ ઉંઘ આવે છે, ભૂખ લાગે છે ...... અને એ ય જેમ જનમ્યો છે તેમ જીવે છે અને એ પણ એક દી મરવાનો છે.

પણ તેથી શું? જાપાનનો શહેનશાહ, ત્યાં મનાય છે કે મનુષ્ય હોવા છતાં મોટા ભગવાન છે. એ ભગવાન દૈવી હોવાથી સરકારનો ઉપરી છતાં કંઈક વિશેષ છે, જાણે શહેનશાહ પોતે જ આખી સરકાર છે. શહેનશાહત સરકારના તંત્રમાં નહિ પણ શહેનશાહના શરીરમાં વસતી મનાય છે.

જો કે વાત તો એવી છે કે બધા જેપનીઝ પોતાની જાતને દૈવી માને છે પણ એવી દિવ્ય ઓલાદવાળા જેપનીઝ જેપ શહેનશાહની દિવ્યતાને તો ન જ પહોંચી શકે. જાપાનનો શહેનશાહ શાસન કરતો દેવ છે. એની દિવ્યતામાં સરકાર વાસ કરે છે, લોકો જીવે છે.

એવા જાપાનીસ દેવના ગુણવિશેષોની ગણના થઈ શકે તેવા તે નાના સૂના નથી એવી ગણના કરવા છતાં ગૂઢનામા ગરકી પડાય તેમ છે અને એમ કરતાં જેપયોઢમા કોઈ ચિડાઈ જાય તો ? કારણ તેમને મન જાપાનીસ શહેનશાહ, ગણના ન થઈ શકે તેવો, નામ ન લઇ શકાય તેવો, વર્ણન ન કરી શકાય તેવો દેવતાઈ છે

જાપાનના મોટાભાગના લોકોને શહેનશાહ તરફ મોટુ માન છે એ લોક શહેનશાહને ભજે છે પણ તેમાના જૂજ લોકોએજ તેને નજરોનજર દીઠો હોય છે. રિવાજ એવો છે કે કોઈ મોટા સમારંભમા શહેનશાહ પોતે પધારે ત્યારે ત્યા એકઠા થએનાં લોકો પોતાના પોપચા નીચા ઢાળી દે છે. આખેઆખ એની સામે નહિ દેખાવાનો જાણે નિયમ થઈ ગયો છે. જો કે થોડાક એને જોઈ લેવાની નજરચોરી કરવાની હિમત કરે છે. આ રિવાજના પાયામા પથરાયલી માન્યતા તો એવી છે કે ભગવાનના સીધા દીકરા શહેનશાહને સામસામે જોનાર આંધળુ થઈ જાય

અને શહેનશાહની છબીઓ ? ઘણી થોડી છે. તેમાય શહેનશાહનો ચહેરો સીનાહિનના તંતુઓના આવરણથી ઢંકાયલો હોય છે. જ્યારે શહેનશાહ સફર કરે છે ત્યારે એકડો માઈલ સુધી શહેનશાહની ગાડીના પડદા પડેલા રહે છે. અને એક પ્રતિબધ છે, કોઈએ પણ શહેનશાહ પર ઉંચાણએથી દેખવું નહિ. ટોકયોના પોલીમ થાણાનો મિનારો અધવચથી અટકી ગયો છે, કારણ કે પછી એમ માલમ પડ્યું કે એ જો પૂરો ચણાય તો તેની બારીમાથી શહેનશાહના શાહીબગીચાનું ભિતર દેખાઈ જાય. જો કે અદ્યતન જમાનાની કેટલીક અનિવાર્યતાઓએ આમા ય અપવાદ આપ્યા છે, જેવા કે, જ્યારે શહેનશાહ ગજ્જભમા ખૂરની મૂકે ત્યારે છાપાંના

પ્રતિનિધિઓ તેમને —દેવતાઈને ગેલેરીઓમા બેમીને ઉચાઈએથી જોઈ શકે છે

એવા શહેનશાહના શાસનમા જેપનેકોમા કોઈ પણ ભયકર કે નાજાશાહી તરફના અનમાની વિચારો પેસી ન જાય તેની તકેદારી શહેનશાહની પોલીસ ઠીક રાખે છે ઈ. સ. ૧૯૩૯ના ફેબ્રુઆરીમા જેપ પોલીસે હેમરેટના ચિત્ર પર પ્રતિબધ મૂકયો અને તેને દેખાતુ બધ કરી દીધુ, કારણ કે તેમાના ભયકર વિચારો રખેને નાજાશાહીનો માનસિક પણ, માનભગ કરી દે તો? ૧૯૩૬મા 'ટાઈમ' નામના એક સામયિકે શહેનશાહની છબી મુખપૃષ્ટ પર છાપી પણ તરતજ ફરમાન નીકળ્યુ કે વાચકોએ એ સામયિકને ઊંધુ રાખવુ નહિ કે એ સામયિકની નકલ પર બીજી કોઈ વસ્તુ મૂકવી નહિ વિલિયમ ગ્રોપર નામનો એક કાર્ટુનીસ્ટે એક વખત 'વેનીટી ફેર'મા શહેનશાહને દોર્યો અને તરત જ વોશીંગટનમા જેપ પ્રતિનિધિ મડળે સરકારી રીતે ફરિયાદ નોધાવી 'કોરચ્યુન' નામના એક જાપાનીસ અખબારે અદરનુ લખાણ રાજભક્તિવાળુ છતા પૂઠા પર રાજાશાહીનુ એક રૂપક ભૂલથી છાપી માર્યું અને તરતજ તે અખબારને બધ કરી દેવામા આવ્યુ.

એક જાણીતા પરદેશી પ્રતિનિધિએ એક જાણીતા સરદારી જેપ મંત્રીને એક શાહી સમારભ પછી શહેનશાહના ચહેરા વિષે પૂછ્યુ જાપાનીસ મત્રીએ કશો જ જવાબ દીધો નહિ અને ચૂપચાપ જણાવ્યુ કે શહેનશાહના દેવતાઈ ચહેરા વિષે વાત કરવામા ધર્મનિન્દા જેવુ પાતક લાગે છે. એક વખત એક રસ્તા પર વ્યવસ્થા જાળવનાર પોલીસના માણસે શહેનશાહનુ સરઘસ ભૂલથી બીજે રસ્તે વાળ્યુ. અને એને પાછળથી એવો તો પસ્તાવો શરૂ થયો કે એણે શરમમા પોતાની જાતે પોતાના પેટમા ખંજર ખોસી દીધુ.

એ તો ઠીક પણ ડૉક્ટરોને શહેનશાહનું દેવતાઈ શરીર માંદું પડે તો ય તેને અડવાનો રિવાજ નહોતો. પણ પછી એના દિવ્ય દેહને અડવા માટે ડૉક્ટરોએ હાથ પગ રેશમી મોજાં પહેરી દેવા તેમ ઠર્યું. દરજી પણ શહેનશાહની ડગલી સીવવાનું માપ લેતો ત્યારે દૂરથી જ શહેનશાહના દેહને અડ્યા વિના લેતો. એના શહેનશાહ સરકારી તંત્રનું એક અંગ માત્ર છે એમ વીસ વરસ પહેલાં લખવા માટે ટોકિયોની શાહી વિદ્યાપીઠમાં એક સાથે ત્રીસ વરસ સુધી સેવા કરનાર એક ડૉ. મીનોબી નામના વિદ્વાન પર આફત ઉતરી પડી અને તે માંડ માંડ નોકરી છોડીને જીવ બચાવવા નાસી ગયો. શહેનશાહની દિવ્યતાની આવી વાતો તો અનેક છે. એ એકેએક વાતમાં શહેનશાહના દિવ્ય દેહની આસપાસ તેજના અંબાર ઉછળતા દેખાડવામાં આવે છે તથા શહેનશાહમાં રાજાશાહીના રૂપકને અને તેની હકૂમતને દિવ્ય દેહે મૂર્તિમાન કરી રાખવામાં આવે છે.

# ૧૮

# નામદાર શહેનશાહ હીરોહીટો

જાપાનીમ સૂર્યવંશી રાજાશાહીના એક સો ને ચોવીસમા મણકા જેવો નામદાર શહેનશાહ હીરોહીટો ૧૯૦૧ના એપ્રિલની ૨૯મીની રાતના દશવાગે જનમ્યો અને ૧૯૨૬મા તાજપોષી પામ્યો ૧૯૨૪મા શહેનશાહે નાગાકો કુની સાથે લગ્ન કર્યું અને પ્રિન્સ એરા એ શહેનશાહને પોતાની સ્રીથી છ બાળકો આપડ્યા છે

જાપાનની રાજાશાહી ૨,૫૯૯ વરસ જેટલી જૂની છે એટના વરસમા એક જ રાજવંશનો વેલો અખંડ રહ્યો છે આજના શહેનશાહ હીરોહીટોનો અર્થ મહાન એવો થાય છે જાપાનભરમા કોઇ બીજુ પોતાના નામ સાથે હીટો લગાડી ન શકે એવો નિયમ છે એક વાર એક અજાણ્યુ ખેડૂતે ભૂલથી પોતાના દીકરાનુ નામ હીરોહીટો પાડયુ પણ પછી શહેનશાહનુ નામ પોતાના દીકરાને આપવા માટે એ પ્રશ્ચાતાપમા પોતાના આખા કુટુંબને મારી નાખ્યુ, દીકરાને દૂધ પીતો કરી દીધો અને એક માઠી સવારે પોતાની જાતનો ઘાત કરી હારાકીરી* ઉજવી

* આપઘાત કરવાની જાપાનીસ પ્રથા

એટલુ જ નહિ પણ જાપાનમા કોઈ પણ શહેનશાહનું નામ મોટેથી બોલી શકતુ નથી એમ કરવુ તે મોટુ ધાર્મિક પાતક લેખાય છે જ્યારે ન છૂટકે શહેનશાની વાત અનિવાર્ય બને છે ત્યારે શહેનશાહના નામને બદલે તાજ અથવા "હીકા ડેકા" (નામદાર શહેનશાહ) બોલવાનો રિવાજ છે. મીકાડો શબ્દ જાપાનમા વધારે પ્રચલિત નથી મીકાડોનો અર્થ દરવાજે એવો થાય છે જ્યારે જાપાનમા શહેનશાહને માટે કોઈ મીકાડો શબ્દનો ઉપયોગ કરે છે ત્યારે તેનો અર્થ સ્વર્ગના પહોંચવાનો દરવાજો એવો સૂચિત હોય છે

૧૮૬૮ સુધી શહેનશાહ પોતે પોતાના નામની સહી કરવા જેવુ પણ કેવળ માત્ર પ્રાણીને લાયક એવુ કામ કરતા નહિ પણ હવે નામદાર હીરોહીટો પોતાની સહી જાપાનીસ ભાષામા કરે છે એ શહેનશાહનો દાદો મેજી (મુત્સુ હીટો) શોગુનોની મરજુખત્યારી માથી છૂટયો અને એના જ કાળમા જાપાને દુનિયાના બજારમા જોરશોરથી પેસવાનુ શરૂ કરી દીધું. પછી આજના શહેનશાહનો બાપ યોશી હીટો નામે થયો

પણ એ રાજાનો વંશ તો ઈ સ. પૂર્વે ૬૬૦ વરસ પર જ્યારે જીમુ રાજાએ રાજવંશ સ્થાપ્યો ત્યા સુધી લંબાયલો પડયો છે, અને દંતકથાઓના કનરવમા તેથીય આગળ સૂરજદેવી સુધી પહોંચે છે સૂરજદેવી જાપાનની દેવી છે. દંતકથા એમ કહે છે કે સાક્ષાત સૂરજદેવીએ જીમુને જન્માવી જાપાનમા દિવ્ય એવી પ્રજા પર શહેનશાહત સ્થાપવા મોકલ્યો. જો કે ઈતિહાસ તો એમ કહે છે કે જાપાનમા ઈસુ પછીના પાચમો વરસ સુધી તો ઇતિહાસમા નોંધવા જેવુ કશું જ નહોતુ. પણ એવી વાત જાપાનમા ઉપજાવી અવરી છે.

જાપાનનો શહેનશાહ તાજ પહેરતો નથી કારણકે બીજે હોય કે તેવો રાજમુગુટ જાપાનમા નથી જાપાનમા નવો શહેનશાહ ગાદીનશીન થાય ત્યારે ધાર્મિક ક્રિયાઓ કરવામા આવે છે અને શહેનશાહની આસપાસ ધર્મનો ગૂઢ બુરખો ધરવામા આવે છે, અને નવા શહેનશાહને નાષ્ટ્રવાદની દિવ્યતાનો દેવ બનાવી આખા દેશની નસોમા રાષ્ટ્રવાદનો નશો વહેતો મૂકવામા આવે છે.

૧૯૨૬ની સાલમા હીરોહીટો શહેનશાહ થતો હતો મોટા દબદબાસાથે, નવો શહેનશાહ શીન્ટો નામના દેવળમા પેઠો અને પૂર્વજોના આત્માઓ સાથે વાતચીત કરી ગાદીપર ચઢયો. પછી મુખ્ય પ્રધાને નવા શહેનશાહની જાહેરાત કરી છેવટમા નામદાર હીરોહીટોએ દેવોને નિવેદનો આપ્યા અને એક ઝુપડીમા પેસીને દેવોની જમાત સાથે મસનત કરી

એના અંગ સાથે શહેનશાહતના ત્રણ રૂપક જોડાઈ ગયા એક અરીસો, બીજી મોતીની માળા અને ત્રીજી સૂરજદેવીએ આપેલી તરવાર. માળા અને તરવાર ટોકયોમા રાખવામા આવે છે અને અરીસો ઈસીના (સૂરજદેવોના) મંદિરમા સાચવી રાખવામા આવે છે ઈસીનુ મંદિર જાપાનમા નાગોયા નજીક છે તથા મોટુ યાત્રાધામ છે

મોટા પર્વ પર હીરોહીટો ઈસીના દેવળમા જાય છે અને ત્યા કહે છે કે સાક્ષાતદેવી સાથે મસનત કરે છે હીરોહીટો ઈસીમાતાના દેવળમા એના બાપાના મરણ પછી ગએલો, ત્યાર પછી એ યુરોપથી આવ્યો. ત્યારે માતાજીને મળેલો અને લગ્ન પછી પણ એણે મંદિરની મુલાકાત લીધેલી. કહેવાય છે કે દેવીની પ્રતિમા હીરોહીટો સાથે વાતચીત કરતી હશે! જો જાપાન કોઈ શિકાર પર તરાપ મારવા

તરવાર ખેંચે તો ય શહેનશાહ ઈસી માતાને નમે છે અને પ્રધાનમંડળ પણ ઘૂંટણીએ પડે છે. જાપાનના શાસક ગષ્ટ્રવાદની ટોળકીમાં સૂરજદેવી પણ મળેલી છે. જાપાનની દેવી જ્યાં સુધી દેવતાઈ છે ત્યાં સુધી જાપાનનો શહેનશાહ દૈવી છે અને ત્યાં સુધી એ એના નામમાં જાપાનનો શાસકવાદ જગતના પછાત પ્રદેશો પર જેટલા અત્યાચારો ઉતારે તેટલા દૈવી છે જ.

એવી દિવ્યતામાં દટાયલો જાપાનનો શાહ હીરોહીટો ટોકયોના મધ્યમાં આવેલા કયુજો મહાલયના ભીતરમાં વાસ કરે છે. કયુજો મહાલ દુનિયાની ભયાનક ઇમારતોમાં સૌથી વધારે ભયાનક છે. સૈકાઓ સુધી એ મહાલય શોગુનોનો કિલ્લો હતો. ૧૮૬૮ થી રાજ-કુટુંબ તેમાં વસવાટ કરવા લાગ્યું. એ વાસમાં ગૂઢ પ્રતાપ અને ભયંકર જાહોજલાલી મૂર્તિમાન બને છે. કિલ્લાને ફરતી લોખંડી દિવાલોની ચારેકોર બુરજોથી વંકાતી લીલા પાણીવાળી ખાઇ વિંટ-ળાયલી છે. વાંકાચૂકા ગોળ વિસ્તાર વાળી કેટલાએ માઈલ લાંબી દિવાલમાંથી ચાલીસ પ્રચંડ દરવાજા ઉકાય છે. આખી ય દિવાલ ધરતીકંપથી બચી શકે તેવી છે. દિવાલની અંદર મહાલય ઉપરાંત વાટિકાઓ, ફૂવારાઓ, ગોંદરીઓ વગેરે અનેક શાહી વિલાસની સમૃદ્ધિઓ છે.

શહેનશાહ યાસાકુની દેવળમાં જ્યાં જાપાનનાં લશ્કરી અમલ-દારોનાં મડદાં રક્ષાય છે ને પૂજાય છે ત્યાં બે વખત પ્રાર્થના કરવા જાય છે. શહેનશાહ ડાયટના વાર્ષિક પ્રારંભમાં હાજરી આપે છે. મુખ્યપ્રધાન અને લશ્કરી વડાઓ શહેનશાહની સલાહ સાંભળે છે. શહેનશાહ પરદેશી પ્રતિનિધિઓને મુલાકાત આપે છે. નવો પરદેશી પ્રતિનિધિ જ્યારે શહેનશાહને મળે છે ત્યારે ત્રણ નમન કરે છે પછી પોતાનો પત્ર વાંચે છે. પછી શહેનશાહ જવાબ વાંચે છે.

વ સમા બે વાર, એક નવેબ મા અને બીજી એપ્રિલમા હીરોહીટો શાહી મિજમાનીમા સાત હજાર મહેમાનોને આમત્રે છે આમત્રણના ફરમાન પ્રમાણે મહેમાનોનો સમાગમ થાય છે અને પછી શાહી બાગ મ ડપમાથી ધીમી ચાલે હીરોહીટો તેની શહેનશાહ ગાતુ માથે પધારે છે ૧૯૩૭ અને ૧૯૩૮મા ચીન સાથેના બનાવને લીધે મીજમાનીઓ બધ રહી હતી

શહેનશાહ ટેનીસ અને ગોલ્ફ રમે છે શહેનશાહનો જીવન વિજ્ઞાનનો પણ શોખ છે શહેનશાહનો બીજો શોખ ઘોડેસ્વારીનો છે શહેનશાહનો શીરાયુકી નામનો સફેદ રગનો ઘોડો છે ને તેના પર પોતે સ્વારી કરે છે શહેનશાહ વહેલા સૂવે છે ને વહેલા ઉઠે છે અને પીતા નથી ને ફૂકતા પણ નથી નાજુક તબિયત છતા તન્દુરસ્ત છે, પણ જરાક 'શોર્ટ સાઈટેડ' છે શહેનશાહ દિન પર પહેરાતુ કપડુ બનાય છે તે ફરીથી કામ લાગતુ નથી હોતુ દરરોજ એના ઉતરેલા કપડાનો ઉપજીવીઓને ઉપાહાર થાય છે એવા શહેનશાહને રક્ષવા અનેક ઉપાયો યોજાય છે, રસ્તાઓ પર ચોકીઓ ગોઠવાય છે, ઘરબારોની અદર બહાર ઝડતીઓ લેવાય છે, કારણ કે એના હીરોહીટોની આસપાસ સ્થાનોના શિકાર સપડાય જ, એવા ઢીગલા જેવા પણ દેવ બનેલા માનવ પ્રાણીની આસપાસ અજવાળાના એવ રચી વસ્કરી મૂડીવાદ સલ્તનતના તાડવ ખેલી શકે છે

શહેનશાહ હીરોહીટો કોઈ વાર પૈસાને અડતો નથી અને તો ય બેશક જાપાનનો શહેનશાહ દુનિયામા સૌથી વધારે શ્રીમત છે શહેનશાહની પોતાની ઘણી મોટી એવી અગત મિલકત છે શહેનશાહ પોતાને વરસના ૨૯૦,૦૦૦ પૌંડનો પગાર છે શહેનશાહના નામ પર શાહીહોટેલનુ મકાન છે દક્ષિણ મચુરિયા રેલ્વેમા શાહે

ગંજાવર મૂડીનું રોકાણ કરેલું છે અને એન. વાય. કે. વહાણવટામાં પણ શહેનશાહની મૂડી રોકાઈ છે.

પણ એવો જાપાનનો શહેનશાહ જાપાન પર રાજ કરતો નથી, શહેનશાહત રાજ કરે છે. શહેનશાહ સૌથી મોટો ગણાતો માનવી અને દેવતાઈ ભલે રહ્યો પણ તે તો સૈકાજૂની શોષણ પૂજાઓ અને શોષણ પ્રથાઓમાં રચ્યાપચ્યા રહેતા એક ગંજાવર માલિકવર્ગે જમાવેલી નીતિરીતિઓનું રૂપક માત્ર છે. એ કોઈ મહાન પીટર નથી, કોઈ મુસોલીની કે હિટલર નથી, એ કોઈ ક્રોમવેલ કે સ્ટેલીન નથી, એ શહેનશાહતનો પડછાયો છે, ને પડછાયો લશ્કરવાદનાં તાંડવી સંચાર પ્રમાણે સંચલન કરે છે. એવો જાપાનનો શહેનશાહ ઇતિહાસની ગતિમાં ખરી પડેલું પણ સંઘરી રખાયલું મમી * છે.

* ઈજીપ્તના પિરામીડોમાં જૂના વખતનાં સંઘરી રખાયલા મુડદાં.

## ૧૯

# અને એ કોણ છે?

અને એમણે એમ નિર્ધાર કર્યો છે, અને એમનો નિર્ણય ન ફેરવી શકાય તેવો હોય છે એ કહે છે કે લડાઇને પૂરેપૂરી લડી લેવાના છે અને એઓનો નિશ્ચય છે કે જાપાને આમ જ કરવુ જોઈએ અને તેમ નહિ અને એઓએ રાષ્ટ્રની સરકારના સુયોગ્ય સંચનન માટે પ્રીન્સ કોનોયની નિમણુક મુખ્ય પ્રધાન તરીકે કરવી ધારી છે કારણ કે તેઓ તેના વર્તનથી સતોષ પામ્યા છે અને યોગ્ય રીતે સતોષ પામ્યા છે

“પણ એઓ છે કોણ !” જના શહેનશાહ મોટો દેવ છે તેવા દેશમા એ કોણ છે, એવો સવાલ કોઇને પૂછવો પડતો નથી, કારણ સૌ તેમને, તેમની હકુમતને ઓળખે છે

તેઓ લોખંડ જેવા પણ વહેવાની ટેવવાળા છે તેઓ બદનાતા છતા તેમનુ શાસન એકધારૂ હોય છે તેઓ અજાણ્યુ રહેતા છતા,

તેમનું માનસ સમજી શકાય તેવા એક જ રંગવાળું હોય છે. તેમના મુજરા અનેક છતાં, તેમનો એક ઠમકો લશ્કરવાદનો હોય છે અને તેઓ અવિચળ ગણુય છે.

૧૧૮૫થી ૧૮૬૮ સુધી તેઓ દૈવી બનાવેલી વારસાગત શહેનશાહની પાછળ શોગુન નામધારી હતા શોગુનો જુલ્મી સરમુખત્યારો જેવા હતા, લશ્કરી વડાઓ હતા. તેઓ એટલે એક બે આદમીઓ નહિ; તેઓ એટલે જાપાનનું લશ્કર અને તેઓ એટલે જાપાનનો લશ્કરવાદ.

એવો લશ્કરવાદ જાપાનમા અનેરો ને અજોડ છે. એ લશ્કરવાદને જાપાનના શહેનશાહ સાથે નિકટનું જોડાણ છે. એ લશ્કરવાદમા રજવાડાશાહી અને મૂડીવાદી નિયંત્રણનું વિચિત્ર લગ્ન છે. એ લશ્કરવાદમાં રાષ્ટ્રવાદી સામાજિક વેગ અને ઉમેદોમાં ધર્મતત્ત્વ સેળભેળ થાય છે. એ લશ્કરવાદની ખૂનામરકીમાં ખેલવા જતાં જાપાનીસ સૈનિક પોતાના સાથીદારોને કહે છે કે "હું તમને યાસાકુની દેવળમાં મળીશ." એ એક દેવળ છે જ્યાં મૂડીવાદની નફાશાહી સાચવવામાં મુરખ બનેલો કોઈ વધેરાય છે તો તેની રાખને એ દેવળના આંગણામાં દેવતાઈ બનાવવામાં આવે છે.

એવા લશ્કરવાદમાં એક વખત દાખલ થયા પછી કોઈપણ સૈનિક એમના વિના કોઇને સાંભળી શકતો નથી, બીજું કંઈ સમજી શકતો નથી, માની શકતો નથી. એવા એમણે રચેલા સૈકાજૂના લશ્કરવાદના ખૂનખાર આચારોનાં આટલાં જ કારણો ગોખાવવામાં આવે છે :

કારણ કે, એવી શહેનશાહની ઇચ્છા છે.

કારણ કે, ચીનાઓએ આપણી સાથેની સનાદનો ભંગ કર્યો છે.

કારણ કે, જાપાનની વસ્તી ઘણી વધી ગઈ છે

કારણ કે, ચીનાઓએ આપણા પર હુમલો કર્યો છે

કારણ કે, જાપાનનુ માન જોખમમા છે

કારણ કે, આપણે ચીનમા સુવ્યવસ્થા અને કાયદો લાવવા માગીએ છીએ

કારણ કે, કેસરિયા કરવાનુ શાહી ફરમાન છે

અને કારણ કે અને કારણ કે ' એના લશ્કરવાદના વડાઓમા શહેનશાહથી બીજે ગણાતો યુદ્ધ ખાતાનો પ્રધાન ઈટાગાકી જાપાનમા સૌથી વધારે અગત્યની વ્યક્તિ છે ઈટાગાકી જાપાનની ઉત્તરના પ્રદેશમા એક ખેડૂત ઘરમા ૧૮૮૫ની સાલમા જન્મ્યો ઓગણીસ વરસની ઉમરે ઈટાગાકી લશ્કરમા જોડાયો અને ૧૯૩૨મા સેનાપતિ બન્યો ૧૯૩૮મા જ્યારે ઈટાગાકી યુદ્ધ-ખાતાનો પ્રધાન બન્યો ત્યારે તે જાપાનના પચીસ હજાર જાણવા જેવા (whos who) નામોમા નહોતો બધા લશ્કરામા હોય છે તેમ જાપાનના લશ્કરમા પણ ટોળકીઓ છે મચુકોમા રોકાયના કવાનટુગ લશ્કરના અમલદારોની ટોળીમા ઈટાગાકી આગેવાન છે કવાનટુગ મચુકોનો એક વિભાગ છે જાપાને તેના પર ચોત્રીસ વરસથી ચોકી ગોઠવી છે અને ત્યારથી કવાનટુગમા રહેના જાપાનીસ લશ્કરના અફસરો જાપાનના લશ્કરવાદ પર સરદારી ધરાવે છે

સેનાની ઈટાગાકી અને તેની કવાનટુગની ટોળી ૧૯૩૧ના મુકડેન બનાવની સર્જક હતી એ બનાવે મચુરીઆ પરની ચઢાઈને રસ્તો કરી આપ્યો અને જાપાનીસ શાહીવાદના આજના ઇતિહાસના

કમાડ ખોલી દીધાં. ઇટાગાકીના બે મુખ્ય સાથીદારો છે, જે કમાનડુંગ લશ્કરમાં કર્નલો છે. તે કર્નલ ડોઈહારા અને કર્નલ ઇશીહારા નામના છે.

સેનાની ઇટાગાકી લોકપ્રિય છે કારણકે તે ઓછાબોલો અને વધારે કામ કરનારો છે અને જાપાનના લશ્કરમાં સૌથી વધારે બુદ્ધિમાન છે. મંચુકોનો એ જ શોધક, સર્જક અને વિધાતા છે. એણે મંચુરિયા-મંચુકોને મૂડીવાદી સરમુખત્યારીના પ્રયોગનું વિધેય બનાવવું ધાર્યું છે.

ઇટાગાકીથી બીજી કક્ષામાં આવતો જાપાનનો સેનાની કાનજી ઈશીહારા નામનો છે. ઈશીહારા ૧૮૮૯માં યામાગાટા-કેનમાં જન્મ્યો અને સુડતાલીસ વરસની ઉમરે સેનાપતિ બન્યો. એ ઘણોજ ધાર્મિક માણસ ગણાય છે. સોવિયટ યુનિયન સામેના વિગ્રહના વ્યૂહની રચના કરનાર ઇશીહારા છે. એ જાપાનનું ઇનરમોંગોલિયાનું સાહસ સફળ બનાવી, તે રીતે ચીનને સોવિયટ યુનિયનથી વિખુટું પાડવા ધારે છે.

મંચુરિયાના લોરેન્સ તરીકે ઓળખાતો જાપાનની બહારનો જાપાનીમ સેનાની લેફ્ટેનન્ટ જનરલ કેંજી ડોઈહારા છે. ૧૮૮૩ની સાલમાં ઓકાયામામાં એનો જન્મ થયો, અને ઓગણ પચાસ વરસની વયે એ સેનાપતિ બન્યો.

ડોઇહારાએ શરૂઆતનાં કેટલાંક વરસો ચીનમાં ગાળ્યાં અને ચીનની ભાષાઓ શીખ્યો તથા ચીનની કેટલીક રાજકીય વ્યક્તિઓ સાથે ભાઈબંધી બાંધી. એ વ્યક્તિઓમાંની મુખ્ય એક આનફુ નામની ટોળી હતી. ડોઈહારાનો એ ટોળીને ટેકો હતો. એ ટેકા પર

આખું ટોળી પેકીંગ પર ગર્જના ચલાવતી અને જાપાનને ઠઠ્ઠો વેચતી જ્યારે આખું ટોળી ભાગી ગઈ ત્યારે તેના નાયકને ડોઇહારા એક ટ્રેનમાં એમ ડી ન સલામત જગાએ ઉપાડી ગયો પછી ડોઇહારા એ લડાખોરો માટે પ્રેમ કરવા માંડયો, સેનાપતિઓને ખરીદી લેવા માંડ્યા ૧૯૩૧ ના મુકડેનના બનાવ પછી ડોઇહારા તે બનાવનો બીજો રિપોર્ટ કરવા જાપાનીસ યુદ્ધખાતામાં ગયો, અને પછી તરત જ એ મુકડેનનો મેયર બન્યો થોડાક માસ પછી ડોઇહારા હાર્બીનમાં જાપાનીસ લશ્કરી મિશનના વડા તરીકે દેખાયો ડોઇહારાએ હારબીન અને શીકોમાં જાપાનીસ લશ્કર ગોઠવી દીધું

પછી એક રમૂજી બનાવ બન્યો ચીના સેનાપતિઓને ફોડવામાં અને ખરીદી લેવામાં પાવરધો બનેલો ડોઇહારા વારવાર ખોટકાઈ પડતો હતો શાગશોન નાગના ચાગ કાઈ-શેકના એક સરદારને ફોડવા માટે ડોઇહારાએ ખાનગી મુલાકાત ગોઠવી હતી પણ શાગશોન માંદગીનું કારણ આપી મુલાકાત લેતો નહોતો ને ડોઇહારાની પૂછડી કાપતો જતો હતો છેવટે ગની ગએલો ડોઇહારા બગડી બેઠો, "એની માંદગીની મને ખબર છે, એને તો 'સ્ટવ પોઇઝનીંગ' થયું છે એ ઘણા સમય સુધી ધીખતા ચૂલા પાસે બેસી રહ્યો છે" આખું ચીન ડરાઈ ગયેલા ડોઇહારાનો અવાજ સાંભળી પેટ પકડીને હસ્યું, એકલો ડોઇહારા હસતો નહોતો બીજીવાર શાન્ટુંગના એક વિગ્રહખોર (war lord)ને પોતાના પક્ષમાં લેવા એણે મસલતો શરૂ કરી હાન-ફુ-ચુ સીનાનમાં આવેલા ડોઇહારાના એક ખાનગી આવાસમાં મુલાકાતે આવ્યો પણ મુલાકાતને અંતે એણે ડોઇહારાની માગણીઓ નકારી ડોઇહારાએ ગુસ્સામાં દાંતપીસીને પરખાવી દીધું કે, 'હાન જીવતો પાછો જઈ શકશે નહિ' એ સાંભળી હાન હબકાઈ પડ્યો ને ગભરામણથી

ઘડિયાળ તરફ જોતો બોલ્યો, "કેવી મઝા ' મવા અગીઆર તો થઈ ગયા છે અને મધરાત સુધીમા જો હું માન વામમા સાજો સમો ન પહોચી જાઉ તો શહેરમાંના એકએક જાપાનીમની કતન કરી નાખવાનુ મે ફરમાન આપી દીધુ છે " ડોઇહિન હાવકો થઈ ને ઊભો થઇ ગયો અને હાનને સનામ કરી છૂટો કર્યો.

ડોઇહિરાનુ મુખ્ય કામ ઉત્તર ચીનને ખોતરી ખાવાનુ રહ્યુ છે. ઉત્તરના પાચ પ્રાતોને ચાંગ-કાઈ-શેક પાસેથી પડાવી લેવાનું એનું સ્વપ્ન પૂરેપૂરુ નહિ તોય ફળ્યુ છે ખરૂ. એની એક રીત કાવતરૂ કરી માણસોને ખરીદી લેવાની છે, જે એને ફાવી ગઈ છે

બીજો એક જૂનો અફસર જીરો મીનામી નામનો છે. એ એક વખત ક્વાનટુંગ લશ્કરનો સેનાપતિ હતો અને કોરિયાનો ગવર્નર જનરન હતો, તથા એક વખત યુદ્ધખાતાનો પ્રધાન પણ હતો કયુશુ નામના ગામડામાં જન્મીને તે નાનો છોકરો હતો ત્યારે ચૌદ વરસની ઉમરે જીવારો શોધવા ટોકયોના રસ્તાઓ પગ રખડવા આવી ચઢેલો, અને એ રખડુ સોગન ખાઈ ને કહેતો હતો કે, પોતે એક દિવસ જાપાનના લશ્કરનો સેનાપતિ થશે જ. ત્યારે એના બીજા રખડુ સોબતીઓ હસતા હતા અને બદૂકની ગોળી જેવા એના ગોળ મટોળ માથાની મજાક કરતા હતા. પછી મીનામી મોટો થયો અને લશ્કરમા જોડાયો. એની લોખંડી ઇચ્છાશક્તિએ એને માટે આગળ વધવાનો માર્ગ મોકળો કર્યો.

•

ક્વાનટુંગના લશ્કરી વડાઓમા બીજો એક અગત્યનો કુની-આકી કોઈસો નામનો છે કુનીઆકીનો જન્મ ૧૮૮૦મા થયો. તથા મુકડેન બનાવ વખતે એણે ઇટાગાકીની અડોઅડ રહીને કામ

બગડ્યું. પછી કુનીઆકી કોરિયાનો મહાસેનાની બન્યો. આજે કુનીઆકીનું સ્થાન જાપાનની કેબીનેટના એક પ્રધાન તરીકેનું છે.

૧૯૩૯ના એપ્રિલમાં જાપાનના લશ્કરવાદનાં ચાર લશ્કરો ચીન ચરવા માટે ઉતરી પડયાં. એક ક્વાનટુંગ લશ્કર મહાન દિવાલ પર મોંગોલિયા પર ઉતર્યું, બીજું ઉત્તર ચીન પર પેકીંગ અને ટીનસીન પર પથરાયું. અને ત્રીજા લશ્કરે હેંકો પર પડાવ નાખી યાંગત્ઝી પર આળોટવા માંડયું, અને બીજા એક નાના લશ્કરે દક્ષિણમાં કેન્ટનને ઘેરી લીધું. આ ચારે લશ્કરો સ્વયંસચાલિત છે તથા સીધાં ટોકયોથી જ ઇટાગાકીનાં ફરમાનો મેળવે છે.

## ૨૦

# જાપાનના જાણવા જેવા

હીરાનુમાને જાપાનનો હિટલર કહેવાય છે પરન્તુ ફાસીસ્ટ છતા હીરાનુમાનુ વ્યક્તિત્વ હિટલર સાથે હોડમા ઉતરી શકે તેવુ નથી હીરાનુમામા તો કેટલાક જાપાનીઝ સદ્ગુણો મૂર્તિમાન બન્યા છે હીરાનુમા વકીલ હતો અને આજે ય એનુ માનસ, કાયદેસરની વાતો કરે છે હીરાનુમા ચાર કલાક જ ઊઘે છે, જ્યારે હિટલર તો બપોર સુધી ઘોરતો હોય છે એક તેવુ મિનિટની પરિષદમા એણે મુખ્ય ભાગ ભજવેલો અને તો ય તેટલા કામમા એ એક જ શબ્દ "ના" બોલ્યો ખતીના અને ઉદ્યોગી હીરાનુમાને ગાણુવિદ્યા અને તરવારના પટા ખેલવા ખૂબ પસદ છે હિટલરની જેમ એ પરણ્યો નથી અને હિટલરની જેમ એ શાકાહારી છે એ વાત સાચી

૧૯૩૬મા હીરાનુમા પ્રીવી કાઉન્સિલનો પ્રમુખ બન્યો અને પછી ૧૯૩૭ના જાન્યુઆરીમા એ વડો પ્રધાન બને એવુ આમત્રણ

અનિષ્ટ છે જ નહિ પણ મૂડીવાદે આખા સમાજને લાભકર્તા થવું જોઇએ, અને અંગત નફાનું જ સાધન ન બનવું જોઈએ. ઘણા જાપાનીસોની જેમ હીરાનુમાનો એક આદર્શ જૂની સમાજઘટનાનો નાશ કર્યા વિના નવી સમાજઘટનાની રચના કરવાનો છે.

એવો બીજો જાપાનમાં આગળ પડતો માણસ ફુમીમારો કોનોયી છે. કોનોયી ૧૯૩૭થી ૧૯૩૯માં વડો પ્રધાન રહ્યો. એ જાપને ન શોભે તેટલી છ ફીટની ઉંચાઈવાળો છે અને તેથી પાતળો સુંદર અને વાકડીયા વાળવાળો છતાં જાપાનીસ રેલ્વેના નાના ડબ્બા એને માટે બસ ન હોઈ મુસાફરીથી કંટાળે છે. એવો કોનોયી ૪૬ વરસની ઉંમરે વડો પ્રધાન થયો.

એના ભરાવદાર હાથની આંગળીઓ આઠ ઇચ લાંબી છે. એની ઉંચી ડોકવાળી બધી રીતભાતો ઓછાબોલી છે. એની લાંબી પાંપણો નીચેની નજર ભારે ઘમંડી છે. શી ખબર એનો રાજકારણપટ શેતરંજ ખેલવાનો વેગ અંદરથી સુકાતો જતો પણ હોય. એ દરેક વાક્યે નિઃશ્વાસો નાખીને શ્વાસ ખેંચે છે અને તો ય એની ચાલાકી અને નમનતાઈ અજોડ રહ્યાં છે.

એના મિત્રો એમ કહે છે કે થકાવટ એની એક ફેશન બની ગઇ છે. અગીઆર વાગતા પહેલાં એ ભાગ્યે જ મુલાકાત આપે છે અને એની અનિયમિતતા એના મંત્રીઓની નિરાશા બની ગઈ છે. એક વખત ડાયટમાં (જાપાનીસ પાર્લામેન્ટ) 'નેશનલ મોબીલીઝેશન લૉ' પર ચર્ચા ચાલતી હતી અને એ ધીમેથી પથારીવશ બની ગયો. "બોલો કે બિમાર છું" એમ એણે એક અઠવાડિયા સુધી કહાવી દીધું. ટોકયોના ખબરપત્રીઓએ એ અઠવાડિયાને 'સૂઈ જાય' સત્યાગ્રહ કહ્યો છે.

જાપાનના એક મહાન કુટુંબમાં એ જન્મ પામ્યો છે. એનું લોહી એવું તો ઊંચી જાતનું છે કે જાપાનના એક વૈજ્ઞાનિકે કોનોયને છે તેવું–એ જાતનું લોહી જેનામાં હોય તેને જ સરકારી નોકરી આપવાની પહેલી મ્હેમ બતાવવી એમ ભલામણ કરી હતી. દરબારી પાંચ કુટુંબોમાંના એકમાં એનો જન્મ થયો. એ પાંચ કુટુંબો કુજીવારા તરીકે ઓળખાય છે તથા તેમાંથી નહેનશાહવાનુ પસંદ કરાય છે.

એવા કુટુંબમાં કોનોય ૧૮૯૧માં પ્રીન્સ આત્સુમારોના વડા દીકરા તરીકે જન્મ્યો, અને એના જન્મ પછી આઠમે દિવસે મા મરણ પામી અને બાપાએ બે કવિતાઓ બનાવી નાખી. એક પોતાની સ્ત્રી માટે શોક કરતી અને બીજી પોતાના બાળક માટે વિલાપ કરતી. પછી કોનોયને આયાઓએ ઉછેર્યો અને એકતાલીસ વર્ષની ઉંમરે બાપા પણ મરણ પામ્યા એટલે ૧૯૦૪ની સાલથી કોનોય અનાથ બન્યો. કહેવાય છે કે મા, બાપા વિનાનો દીકરો એકલો પડ્યો અને એ એકલવાયો નિરાશ અને કડવો બનીને સામાજીક અન્યાય પર ચિંતન કરતો માકર્સવાદને ગટકાવવા માંડયો.

ટોકયોની વિદ્યાપીઠ છોડીને કોનોય માકર્સવાદી અધ્યાપક કાવાકામીને સાંભળવા કયેટોની વિદ્યાપીઠમાં પહોંચ્યો. પછી એ ટોલસ્ટોયની અસર નીચે આવ્યો અને બરશુવાનીયા સામાજિક ન્યાય પર લખવા બેઠો. એક વખત તો એણે પોતાના બધા ઇલ્કાબો છોડીને અમેરિકા ચાલ્યા જવાનો વિચાર કરેલો.

પછી તો એ બધું ઓગળી ગયું અને માકર્સવાદને ભૂલીને કોનોય અમીરોની સભામાં બેસી ગયો તથા ૧૯૩૩માં તે સભાનો પ્રમુખ બન્યો. બાપા પણ પ્રમુખ જ હતા ને! એને બાપાનો વિયોગ

ઓછો માન્યો. પછી ૧૯૩૭મા આનાકાની કરતા છતા પણ એણે વડા પ્રધાનની જવાબદારી ભરેલી પદવી સ્વીકારી

વડો પ્રધાન કોનોય શહેનશાહનો માનીતો હતો અને લશ્કર વાદનો માનનતો હતો અને રાજકારણમા સ્વતત્ર હતો એટલે એને દુશ્મનો હતા નહિ એને મહત્તાકાક્ષા ઘણી ઓછી હતી. એણે વડા પ્રધાનની પદવી લેવાની ના પાડી હતી, કારણ કે એ પદ વધારે જવાબદારીવાળુ અને ઓછી સત્તાવાળુ હોય છે એણે કેટલીએ વાર રાજીનામુ આપવાનો પ્રયત્ન કર્યો, પણ રહી જવુ પડ્યુ એનો મુખ્ય ધ્યાન ચીનમા વહેલી તકે વિજય પામવાનો હતો ૧૯૩૮મા જ્યારે હિટલરે સુડેટન લેન્ડનો કબજો લીધો ત્યારે તે નાઝી નેતા પર આવેલા અભિનદનના અવાજોમા એનો સાદ સૌથી મોખરે અને સૌથી પહેલો હતો

અને જાપાનની પરદેશ ખાતાની કચેરી તો ઘણી જ અગત્યની અને તેમા પરદેશમત્રી ઘણી વધારે અગત્યવાળી વ્યક્તિ હોય છે

ચાર ફૂટ પાચ ઈંચ ઉચા અને ઠીક ઠીક પહોળા એવા શરીરવાળો જનરલ કાસુનારી યુગાકી ૧૯૩૮ સુધી પરદેશમત્રી હતો એના લાલ ચહેરામા ચમકતી આખો, ચપળ ભવા, બદૂકની ગોળી ગોઠવાઈ ગઇ હોય એવુ માથુ, જાણે ત્રીસમુ જ એઠુ હોય તેવો જોરદાર જીવનવેગ અને બોલવાની ચપળતા અને વેધકતા એ બધુ ધ્યાન ખેચે તેવુ છે

એ મધ્યમમાર્ગી વિનિતને કોનોયે લશ્કરવાદ અને દીવાની શાસન વચ્ચે પાળરૂપ થવા નીમ્યો પણ તે લશ્કરનો પોતાનો છતા લશ્કરે એને ધિક્કાર્યો, કારણકે ૧૯૨૪મા એણે જાપાનીસ લશ્કરમા

પચાસ હજાર જેટલાં માણસો એ છાં કરી નાખ્યાં હતાં એટલે બીજે જ વરસે લશ્કરી અમલદારોએ એને પરદેશ કચેરીમાંથી હાંકી કાઢયો.

ચિત્રમાં ચીતરી કાઢયો હોય તેવો સુગાકી ઓકાયામામાં ૧૮૬૮ની સાલમાં જન્મ્યો. ઉમગાર હીરાનુમાની જેમ એ ઓકાયામા પક્ષનો છે. બાળક હતો ત્યારે એણે ગરીબાઈ દેખી છે. જુવાનીમાં એણે માસિક છ યેનનો પગાર લઈને નિશાળ ભણાવી છે. પછી એ લશ્કરમાં જોડાયો અને આગળ વધ્યો અને સાત વરસ સુધી કોરિયાનો ગવર્નર બન્યો. એને પીવાનો શોખ છે.

મીસ્ટર કોકી હીરોટા પરદેશ ખાતામાં જનરલ સુગાકીની જગા પર હતો, અને તે પહેલાં તે વડોપ્રધાન હતો. એના મિત્રો કહે છે કે એકવાર સર્વોપરિ બન્યા પછી નાની જગા સ્વીકારવામાં એણે ભૂલ કરી છે. અને એના દુશ્મનોનું કહેવું એમ છે કે કોઈપણ જગા સ્વીકારી લે એવો એ તકવાદી છે.

હીરોટા ૧૮૭૮માં જન્મ્યો. એ નાનો હતો ત્યારે ગરીબ હતો અને બાપ પત્થર ફોડનારો હતો. હીરોટામાં ઉમગાર કે સેમુરાઈ લોહી નથી એ ભણતો ત્યારે રાષ્ટ્રવાદી ચિંતક રોયામાની અસર નીચે આવ્યો. ૧૯૦૬માં એણે રાજકારણમાં પ્રવેશ કર્યો.

જાપાન પર પ્લેગ જેવી ફેલાયલી રાષ્ટ્રવાદ ને લશ્કરવાદની બધી મળીને બસો જેટલી ટોળકીઓ છે, જેમાંની એક 'બ્લેક ડ્રેગન' નામની ટોળીમાં હીરોટાનું સ્થાન છે. એ બ્લેક ડ્રેગનમાં લશ્કરના અમલદારો છે, તકવાદીઓ ને ત્રાસવાદીઓ છે, ગુંડાઓ ને રખડતાઓ છે અને સાથે પ્રધાનમંડળમાંના પણ છે બ્લેક ડ્રેગન અને આયુર

નદી ગન્ને એ ટોળીને મન એક છે, કારણકે આમુર નદી સોવિયટ યુનિયન અને મંચુકો વચ્ચેની સરહદ છે. એ નદી પર જાપાનની શાહીવાદી આશાઓ ખદબદતી રહે છે. હીરોટાની નીતિ પણ એટલી જ ઉગ્ર અને સ્પષ્ટ હોય છે એણે પરદેશમંત્રી તરીકે સાફ સાફ જણાવી દીધેલું કે ચીનના સદાસેનાની ચાગ-કાઇ-શેક જો પકડાશે તો તાબડતોબ તેનો શિરચ્છેદ કરવો પડશે અને એણે જાપાની શાહીવાદના શિકારી ઇરાદા પણ એટલા જ સ્પષ્ટ ઉચ્ચાર્યા હતા કે

"યુનાઇટેડ સ્ટેટ્સ, દૂર પૂર્વના શિકાર પરથી પોતાનો પંજો ઉઠાવી લેવો જોઇશે અને એશિયામા શાંતિ અને વ્યવસ્થા (!) જાળવવા માટે જાપાનમા જ બધો વિશ્વાસ મૂકવો જોઇશે. આખી દુનિયાના ત્રણ ભાગના પડવા જોઇએ, એક ભાગ પર અમેરિકાની અસર રહે, બીજા પર યુરોપની અને ત્રીજા ભાગ પર — એશિયા પર જાપાન રાજ કરે .."

આમુગઇ કુટુંબના ૧૮૭૭મા જન્મ પામેલો સાડાઓ આરાકી જાપાનના દીવાની અફસરોમા જડબાતોડ લશ્કરવાદી છે, અને સાથે સાથે થોડોક ગૂઢ જેવો અને ચિંતક જેવો પણ છે. આરાકી પરદેશ મંત્રી અને વડો પ્રધાન થઇ ચૂકેલો છે, અને એના ગરમ સ્વભાવ અને તીખી જીભ માટે મશહુર છે. જ્યારે રશિયાની વાત આવે છે ત્યારે એના દાત કકડી ઉઠે છે. હમણા જ એણે એસોસીએટેડ પ્રેસના પ્રતિનિધિને મુલાકાત આપતા કહ્યુ હતુ કે, "રશિયા અને જાપાન વચ્ચેનો વિગ્રહ અનિવાર્ય છે એટલું જ નહિ પણ જરૂરી છે" એ સાભળીને રશિયાના લશ્કરી અનદારોનાં ભવા સંકોચાઇ ગયાં અને એ. પી. ને પૂછ્યું કે તમારી મુલાકાત સત્તાવાર હતી કે કેમ તેનો જવાબ આપો. "ભલે રશિયનો એમનો વાધો મારી પાસે જ નોધાવે" વચ્ચમાંથી આરાકી તડૂકી ઉઠયો.

એવા આરાકી મહાશય ઘણીવાર તો રૂપકો અને દ્રષ્ટાન્તોમાં વાતો કરે છે, અને તેથી ન સમજી શકાય તેવા બની જાય છે, અને કોઈવાર એમના મોઢામાંથી તોફાની શબ્દોની જોરદાર ઉલટી થઈ જાય છે. એ વાત કરતી વેળા લખે છે પણ ખરા અને વિધિ-પૂર્વકની સહી કરીને પોતાનું લખેલું ઘણીવાર મુલાકાત લેવા આવનારને આપી દે છે. આરાકી કોઈવાર વાઘનાં ચિત્રો દોરે છે તો કોઈવાર મંચુકોનો નકશો ચિતરે છે અને કયારેક ન સમજી શકાય તેવાં રૂપકોના આકાર ઉતારે છે. એના ખંડમાં મસાલા પૂરેલું ગીધ અને કાચબો છે, અને આરાકી મહાશય દર સવારે રોબોટ સામે તરવારના પટ્ટા ખેલે છે. પણ એક વાત જરાક ખાનગી છે. જ્યારે જાપાને મંચુરિયા લીધું ત્યારે તે શાંતિપૂર્વક લીધું હતું એવા આરાકીએ રજુ કરેલા પૂરાવા જ્યારે લીટન કમિશને માનવાની ના પાડી ત્યારે એ રડ્યો હતો.

અને એક જાણવા જેવો મીતસુરા ટોયામા નામનો છે. એને જાપાનની વિભૂતિ કહેવાય છે. એ વિભૂતિ એશિયાને ગળી જવાના જાપાનના દૈવી ઈરાદામાં સંપૂર્ણ માને છે. ટોયામા દિવસો સુધી ધ્યાનમાં બેસી શકે છે. થોડોક કાળ તો એણે ઘાસ અને પાંદડાં ખાઈને ચલાવ્યું. ભર શિયાળામાં પણ એ પોતાનું ઘર તપાવવાની ના પાડે છે અને રીંછના ચામડા પર આસન જમાવે છે. એક વખત ગમ્મત બનેલી. એક રાજકીય ખૂન કેસમાં ટોયામા ગિરફતાર થયો અને એના ઘરની ઝડતી લેવાઈ. તેમાં ઘણા બધા પ્રેમપત્રો સિવાય બીજું કશું જ હાથ લાગ્યું નહિ. એવો ટોયામા જાપાનનો મહાત્મા છે અને સાચે જ જોવા જેવા છે. એક વખત એ ડો. સુન યાટ સેનનો મિત્ર હતો. એક વખત એણે રાસબિહારી ઘોષને આશરો આપેલો ને એક વખત એણે ફિલિપાઈન્સના લોકોનો

છુટકારો થવો જોઇએ એવી ઇચ્છા કરેલી. પછી ટોયામા ગણતંત્રવાદ તરફ ફર્યો અને બ્લેક ડ્રેગન સોસાયટીનો નેતા બની ચૂક્યો.

ટોયામાની જેમ એક નાકાનો નામનો ફાસીસ્ટ જમાતનો નેતા પણ ફુકાકા ઈનાકાનો વતની છે. શરૂઆતમાં નાકાનો છાપાનો ખબરપત્રી બનીને યુરોપ ગયો અને ત્યાં હિટલર અને મુસોલીનીનો સત્સંગ કરીને પાછો આવી એણે ડાયટમાં ટોકોકાઇ પક્ષ જમાવ્યો. એ પક્ષ પોતે ફાસીસ્ટ છે એમ જાહેર રીતે કબૂલ કરે છે, અને જાપાનની સરકાર ને જાહેરાતને ધન્ય સમજે છે નાકાનો ચીનમાં જોરદાર લડાઈ ઇચ્છે છે તથા જાપાનમાં જોરદાર ઉદ્યોગીકરણ માગે છે.

નાકાનોના બગલબચ્ચા જેવો ફાસીસ્ટ જમાતનો છોટો-સરદાર એક આકાશી નામનો છે આકાશી ૧૮૬૪માં જન્મ્યો. આકાશી, કોકુમીન-ડોમી (લોક મહાજન) નામના એક ફાસીસ્ટ સંઘનો સરદાર છે અને સ્વદેશ ભક્ત છે, તથા સીધા ગામનામાં માને છે. કોરિયામાં એ કાવતરાનો સરદાર હતો. કોરિયાની રાણીના ગળા પર એની છરી ફરી હતી. પણ પછી એણે લોકમહાજનને બનાવવા એક મોટો ખંડ ચણાવ્યો, અને તેમાં સાત સાધુઓની મૂર્તિઓની સ્થાપના કરી. એ સાધુઓ, ક્રાઈસ્ટ, બુદ્ધ, કનફ્યુશીઅસ, સોક્રેટીસ, મહમદ, લાઓ-સી, કોબી-ડીશી અને નીશીરેન છે.

પણ એને તો સાંભળવો જ પડશે. એ કહે છે કે રાજકીય પક્ષોની સુધરવાની રાહ જોયા કરવી તે ડૂક્કર માટે ઉડવાની રાહ જોવા બરાબર છે. એમ બોલનાર અને રાજકીય પક્ષોને ભૂસી નાખી એક કટ્ટર ગણતંત્રવાદી પક્ષ બનાવવાની બૂમ પાડનાર એનું નામ યોસુકે માત્સોકા છે

મીગન હોટેલમા એક વખત એ 'મોય' હતો આજે દક્ષિણ મચુરિયા રેલ્વેનો પ્રમુખ છે જાપાનના સામ્રાજ્યમા એ રેલ્વે મોગામા મોટી વેપારી પેઢી છે મચુરિયા લેતી વખતે એ જાપાનનો મુખીય જીનેવામા જાપાનના પ્રતિનિધિ તરીકે મોકલ્યો હતો

ચીનના વિગ્રહ વિશે એ બોલે છે, સાભળો !

"જાપાનનો એ નિર્ણય છે જાપાન વીતાભર્યું નગર મૂકવા માગે છે, અને કોઈ પણ પરદેશી દરમ્યાનગીરી નચમા આવવા દેશે નહિ આખા એશિયા માટે ઈતિહાસ એક હકીકત મોને છે તેમા એમ છે કે જાપાન વિનાના ચીનની હસ્તી નથી. અમે કબૂલ કરીએ છીએ કે અમારા પડોશી ચીનને અમે ખૂબ ખૂચીએ છીએ, પણ વિસ્તાર માગતો કયો દેશ એના પડોશીને ખૂચ્યો નથી ? અમેરિકન ઇન્ડિયનને પૂછો એમને અમેરિકા આગોટવુ ત્યારે ન હોતુ ખૂચ્યુ ? તો અમે ય ખૂચીએ છીએ બધે ખૂચીએ જાપાન વિસ્તાર માગે છે જાપાનનો વિકાસ વિસ્તાર માગે છે એ વિકાસ બાળકના વિકાસ જેવો છે બાળકનુ મરણ જ એ વિકાસને અટકાવી શકે છે જાપાન શા કામ લડે છે એમ પૂછો છો ? એશિયામા જાપાન પથરાવા માગે છે તેથી બસ એ જ એક અમારો જવાબ છે"

જાપાનના મહાશ્રીમતનો એ અવાજ આજે જાપાનના એકેએક મુત્સદ્દીનો અવાજ છે જાપાનની સરકારનો અવાજ છે, જાપાનનુ એ સામ્રાજ્યવાદી બાળકનુ મરણ જ તે અટકાવી શકશે

જાપાનનો સામ્રાજ્યવાદ મરણ પામશે ? કે મેતા સુજન જાપાન દાગાકોરી કરશે ?

## ૨૧

# જાપાનના મુરલીધરો

જાપાનના લોકો વામણાઓ છે પણ શ્રીમતાઈ ને ઉદ્યોગની દ્રષ્ટિએ જાપાનમા રાક્ષસો ય વસે છે એના સૌથી મોટા પાચ છે એ પચાસતન કુલીન નામો મીતસુઈ, મીતસુબીશી, સુમીટોમો, યાસુડા અને ઓકુરા છે એ પાચેને ત્યા જાપાનની બધી લક્ષ્મી દુનિયામા અજોડ રીતે જામી ગઈ છે આ પાચ શ્રીમત કુટુમ્બો જાપાનની બધી સપત્તિના બાસઠ ટકા પોતાની અગત બનાવીને બેઠા છે જાપાનની કાપડ મીલોના સીત્તેર ટકા, અને બેકોની કુલ જમાનટના ચાલીસ ટકા એમના છે એ પાચમા પણ મીતસુઈ, મીતસુબીશી અને સુમીટોમોની ત્રિપુટી પાસે આખા જાપાનના વેપાર ઉદ્યોગનો ચોથો ભાગ છે, અને તેમા ૧૬ ૫૪ ટકા જાપાનીસ મૂડી એકલી મીતસુઈ પેઢીમા જમા છે દુનિયાના કોઈપણ દેશમા દેશની સપત્તિનો આટલો મોટો ભાગ એક પેઢીના નામ પર જમા થી

આંકડાઓ એ વાત ટૂંકમા બોને છે મીતસુઈ પેઢી પાસે કાગળ ઉદ્યોગનો ૧૪ ટકા છે, રેયોનના (Rayan) ૧૫ ટકા છે, કાગળના ૭૮ ટકા છે, સીમેન્ટ ૧૭ ટકા છે, ખાણો ૧૭ ટકા છે, એન્જી નીઅરીંગ ૫ ટકા છે, કોનસો અને વહાણવટુ ૧૧ ટકા છે, ઇલેક્ટ્રોકેમીકલ્સ ૧૧ ટકા છે, અને મીતસુબીશીની પેઢી પાસે બેકીંગ ૫ ટકા છે, ટ્રસ્ટ બીઝીનેસ ૧૦ ટકા છે, વહાણવટુ અને અગ્નિનો વીમો ૫૯ ટકા, શીપીંગ ૩૭ ટકા, વેરહાઉસીંગ ૭૨ ટકા, જીદગીનો વીમો ૬ ટકા, કાચનો ઉદ્યોગ ૪૭ ટકા, ખાંડ ૧૯ ટકા, બીઅર ૧૬ ટકા, રૂઈ ૪૭ ટકા આવી જાતના મૂડીવાદી ઈજારા ખરેખર અસાધારણ છે

વાત એમ બની કે જમીનદારશાહીમાથી અચનાક એક ગત માત્ર ઉદ્યોગીકરણ ઉતરી પડયુ અને આ કુટુંબોએ બધી દોલત પર કબજો મેળવી, ઉદ્યોગ પર અને ઉત્પાદન પર અંગત માલિકી ની સીલ મારી દીધી

મીતસુઈ કુટુંબ જાપાનની બીજી બધી ગાદીઓની જેમ મધ્ય યુગના મૂળવાળુ અને અર્વાચીન સપાટીવાળુ છે ઈ સ ૯૯૭થી ૧૦૨૮ સુધી એક કાનપાકા મીશીનાગો નામના આદમીએ પોતે જે મીતસુઈ નામના ગામમા જીવ્યો હતો તે ગામના નામ પરથી પોતાનુ નામ રાખ્યુ, કયેટોમા નમ્ર જીવન જીવવા લાગ્યો પછી ઘણા વરસે મીતસુઈ કુટુંબમા વારસદારની ખોટ પડતા ટાકાહીસા નામના એક ને દત્તક લેવામા આવ્યો અને પછી વેલો વધતો ચાલ્યો એ કુટુંબ માના એક ટાકાટોસીને સત્તરમા શતકમા અગીઆર દીકરા હતા એમાના આઠની એણે એક સમિતિ નીમી વડો દીકરો પ્રમુખ બન્યો બસો વ સ પહેલા કુટુંબનો કાયદો ઘડાયો અને તેમા વખતો

વખત સુધારા થતા ગયા મીતસુઈ કુટુંબ આજે એમ પોતે જ એના કાયદાઓ પ્રમાણે વ્યવહાર કરે છે. જ્યારે મીતસુઇ દીકરો ઉમર લાયક થાય છે ત્યારે તે મીતસુઈ કુટુંબના કાયદાઓ તરફ વફાદાર રહેવાના શપથ લે છે અને સરકારી તંત્રમા નાણા કોથળીનું નાકુ પોતાના હાથે વીંટી નાખે છે જેવુ જાપાનમા મીતસુઈ કુટુંબ તેવુ તે જ અરસામા યુરોપમા રોથશીલ્ડનું કુટુંબ ચાલ્યું આવ્યુ છે. એ કુટુમ્બે પણ પોતાને માટે કાયદાઓ ઘડ્યા છે, સરકારની તિજોરીની વ્યવસ્થામા શાસન કર્યું છે, અને બન્ને કુટુંબ જાણે રાષ્ટ્રવાદની રણકાર કરતી સંસ્થાઓ બની રહી છે એક બીજા સાથે કેવળ અજાણ્યુ છતા, અને એક બીજા વચ્ચે હજારો માઇલના અંતર છતા, એ બન્ને કુટુંબોએ એક જ જાતના વ્યવહાર કર્યા છે, કાયદાઓ ઘડ્યા છે, સરકારી કરામતો અજમાવી છે, અને આર્થિક વ્યવહારોમા ગોરો કે પીળો રંગ કેવુ સામ્ય ધરાવતો હોય છે તથા નાણાના નિયમો કેવા એક સરખા ગતિમાન થતા હોય છે તથા અંગત મૂડીનાં હિતો કેવા સરખી રીતે ક્રિયા કરતાં હોય છે તે જોવા મળે છે.

૧૮૬૮ સુધી મીતસુઈ મોટા વેપારીઓ જ માત્ર હતા પછી તેમણે ખખડી પડતા ડીમીઓરુને અને નવી ઉગતી શાહીવાદી સરકારને નાણાની મદદ કરી સરકારને શોગુનેટ ટૂકડીઓને કચડી નાખવા માટે નાણાની જરૂર પડી અને મીતસુઈએ મદદ કરી. પછી કેટલાએ વરસો સુધી હીંગના જેવા રાજ્યને રમાડતા મીતસુઈ કુટુંબે મહેસુલની વ્યવસ્થા રાખી અને વસુલાત કરી. આથી તેમના ખાસ હક્કો ફૂલ્યા ફાલ્યા ને વધી પડ્યા મીતસુઈ સરકારનો બધો નાણા વિષયક વ્યવહાર કરતા થઈ ગયા અને સરકારી તિજોરીમાથી વગર વ્યાજે કે વગર જામીને ગંજાવર રકમો વેપાર ધંધામા રોકવા લાગ્યા.

આ ત્રીસ વર્ષ સુધીનો મીતસુઈનો ઇતિહાસ બરાબર એટલી બન્ની રીતે રોથશીલ્ડનો મળતો છે કે બન્નેના માર્ગમાં તફાવત જોવા આંખો ચોળવી પડે તિજોરીના વ્યવસ્થાપક તરીકે મીતસુઈ મહાશ્રીમંત બની ગયા અને વધતા જતા ઉદ્યોગોમાં નાણાં ઠગના રસ્તા ગયા મીતસુઈ અસાધારણ ઝડપથી મહાન વેપારીઓ, ઉત્પાદકો તથા બેંકરો બનતા ચાલ્યા ઈ સ ૧૮૭૪માં કાગળનું નાણું ગગડવા લાગ્યું અને મીતસુઈ પેઢીએ રોકડ કાઢી તેને અટકાવ્યું અને સરકારને બચાવી લીધી સત્કાર આપીને અહેસાનમંદ કરી નાખીને તેમણે જુદા જુદા રાજકીય પક્ષો સાથે સુલેહ કરવા માંડ્યા, હરીફોને હાંકી કાઢ્યા, રાજકારણમાં ચાલાક જણાતાઓને ખરીદી લીધા અને લડાઈઓને નોતરી આપી આ પછી મીતસુઈએ રાષ્ટ્ર ઉપરની તિજોરીમાં જાણે સોનું ધોધમાર વરસી પડ્યું

એ મીતસુઈ પેઢીનો કારભાર આજે જાપાનીસ રીતે ચાલે છે અંગ્રેજ રાજાઓની જેમ મીતસુઈના શાસન ચાલે છે પણ તેઓ રાજ કરતા નથી મીતસુઈની પેઢીનો કારભારીનો વડો મીતસુઈ કુટુંબનો નથી પણ બહારનો પગારદાર છે એ બેનરો (ચોકિયાત) નામથી ઓળખાય છે આખી પેઢીના માલિક મીતસુઈ છે પણ તેને ચલાવનાર ખરીદાયેલો નોકર છે આ રીતે પોતાના હાથ નીચેના નોકર વડે પોતા પર કાબુ રખાવવાની પદ્ધતિ જાપાનની જૂની છે ૧૮૬૮ સુધી સરકાર પર શોગુન ચોકિયાત હતો, અને આજે પણ જાપાનના મુત્સદ્દીઓની માલિકીવાળા સરકારી તંત્રો ચોકીદાર ત્યાંના નરકવાદ છે

એવા મીતસુઈ કુટુંબનો વડો ઈ સ ૧૯૩૩ સુધી બારનવ તો ટાકામીન મીતસુઈ હતો અને તે શ્રીમંત હોવાના સદ્દગુણ માટે

જાપાનની શ્રીમંત સરકારે ૧૮૯૬મા બેરન બનાવ્યો હતો ત્યારપછી બેરન ટાકાકીમી કુટુંબનો વડો બન્યો

અને જે બેન્ગો મીતસુઈ પેઢીઓનો કારભાર ચલાવતો તે રીહીનઈકેડા નામનો હતો અને તે સરકારનો નાણા પ્રધાન પણ હતો. આજે ત્યા એવું થઇ પડયુ છે કે દેશના ભારે બેન્કો કા તો સરકારમા જાય છે કે કા તો મીતસુઇ પેઢીના ડાયરેકટરોના બોર્ડમા નિમાય છે ઇકેડા શરૂઆતમા જાપાનની બેંકનો ગવર્નર હતો અને નાણા બજારનો વાઘ કહેવાતો હતો

પણ મીતસુબીશી એ કંઈ કુટુંબનુ નામ નથી એ તો એક ટ્રેડ માર્ક છે જે કુટુંબ આ આખા વિશાળ મીતસુબીશી પેઢીનુ માલિક છે તેનુ નામ તો ઇવાસાકી છે, અને જે ૧૮૮૫મા મરણ પામ્યો તે યાટારો ઇવાસાકીએ થોડા જ વર્સોમા આખી પેઢી જમાવી છે. જો મીતસુઈ કુટુંબે પોતાની પેઢીમા ૩૦૦,૦૦૦,૦૦૦ યેન રોકેલા રાખ્યા છે તો મીતસુબીશીની મૂડીનુ રોકાણ, ૧૨૦,૦૦૦,૦૦૦ યેન છે પણ બન્નેના રોકાણનુ ક્ષેત્ર જુદુ હોવાથી તે બનેને ફાયદો કરતા નીવડયુ છે

એ પેઢીનો સર્જક યાટારો ઇવાસાકીનો બાપ રોનીન નામનો શેઠ વિનાનો અને કામ વિનાનો સેમુરાઇ હતો ઇવાસાકીએ પહેલુ પરાક્રમ પોતાના બાપને કેદખાનેથી છોડાવવાનુ કર્યું યાટારો એની જુવાનીમાથી જ જોરદાર, નિર્દય, ગણતરીબાજ અને સોએ સો ટકા સ્વાર્થી દેખાતો હતો એને શરૂઆતથી જ વહાણોમા રસ પેદા થયો અને એણે થોડાક દૂરના ટાપુઓ શોધી કાઢયા પછી એણે વહાણવટાની કંપની કાઢી અને એના વટાણો શાંગુઓ સામે લડતી સરકારની ટૂકડીઓને લાવના-લઈ જવામા સર્વોત્તમ મનાયા ૧૮૮૦ સુધીમા એણે ધંધો વધારવા માંડયો અને અત્યંત શ્રીમંત

બની ગયો જોન. ડી રોકફેલરની જેમ એણે હરીફોને જો તેમનો નાશ બીજી કોઈ રીતે ન કરી શકાય તો ખરીદી ખરીદીને ઠેકાણે પાડવા માંડ્યા. ૧૮૮૫ની સાલમાં બાવન વર્ષની ઉંમરે વારસા માટે વિશાળ સંપાદન મૂકીને એ મરણ પામ્યો.

ઇવાસાકી પછી યાનોસુકી આવ્યો. યાનોસુકીએ આખો મીત્સુબીશી સટ્ટો ખેલવા માંડ્યા અને એણે ટોકીયોના ધંધા ૧,૫૦૦,૦૦૦ યેનમાં ખરીદી લીધા. ૧૮૯૬માં સરકારે એની કદર કરી એને બેરન બનાવ્યો. એના પછી હીસાયા આવ્યો જે આજે કુટુંબનો વડો છે, જો કે આખો કારભારનો બીજા બે જુવાન ઇવાસાકી તથા બેનટોના હાથમાં છે.

ત્રીજા મુરબ્બીઘર કુટુંબનું નામ સુમીટોમો છે. એનો પણ એક મોહક એવો ઇતિહાસ છે. પણ લક્ષ્મીનંદનોના ઇતિહાસની વિગતોની આ સ્થળે જોગવાઈ નથી, સંક્ષિપ્તમાં એ સ્પષ્ટ થાય કે સરકારી તંત્રો શ્રીમંતશાહીઓ હોય છે અને મૂડીની મુરલી પર તાંડવ ખેલે છે તો ભ્રમ છે.

તો શું જાપાન ફાસીસ્ટ છે?

હા, આપણે એ વાત તો જાણીએ છીએ કે એન્ટી-કોમીન્ટર્ન પેક્ટમાં જર્મની અને ઇટાલી એના દોસ્તો છે, અને બીજા સામ્યવાદ વિરોધી દેશોની જેમ જાપાન પણ સામ્યવાદનું કટ્ટર દુશ્મન છે. પણ જાપાનીસ વાયનીઆઓની સરકારે બીજા શા ફાસીસ્ટ સદ્‌ગુણો સંપાદન કર્યાં છે?

ફાસીઝમમાં તો હિટલર કે મુસોલીનીની સરમુખત્યારી હોય છે. જાપાનમાં એવી કોઈ સરમુખત્યારી નથી. ફાસીસ્ટ રાજમાં નાઝીપક્ષ જેવા કોઈ પક્ષનું વર્ચસ્વ હોય છે જાપાનમાં કોઈ એવો નાઝીપક્ષ

પણ નથી અને ક્રેટાર્નની કાળી ડગનીઓ જેવી ખાનગી લશ્કરી ટુકડીઓ ફાસીઝમમાં હોય છે પણ જાપાનમાં એવી ડગનીઓની સંખ્યા નથી.

તો જાપાન ફાસીસ્ટ નથી શું ?

માકર્સવાદે ફાસીઝમની વ્યાખ્યા બાંધી છે કે ફાસીઝમ એ ખાનગી ઈજારાવાળી મૂડીનો છેલ્લો કિલ્લો છે અને સામાજિક ક્રાન્તિની સામે ખડો થએલો છે. એ કિલ્લાએ માકર્સવાદ પાસેથી પણ ઘણું લીધું છે, અને તેથી જૂના પાયા પર નવી સમાજ-ઘટનાનો મિથ્યા દેખાવ પણ કરી શકે છે. ફાસીઝમમાં મૂડીવાદની કેટલીક ઉડાઉ રીતો પર કાપ પડે છે. ફાસીઝમમાં મૂડીવાદી વરકરવાદ મૂડી અને મજૂરી બન્ને પર કાબુ ધરાવે છે. એ રીતે જોતા જાપાન ફાસીસ્ટ રાજ્ય છે જ.

ફાસીઝમની બીજી વાત જાતની છે. તે રીતે પણ જાપાન ફાસીસ્ટ છે કારણ તે જાપાનીસ જાતની સર્વોપરિતામાં માને છે. ફાસીઝમ રાષ્ટ્રવાદી, આક્રમણકારી અને વરકરવાદી હોય છે. જાપાનીસ ફાસીઝમ એ ત્રણે તત્ત્વોથી યુક્ત છે. ફાસીઝમ યુધ્ધે ચઢે છે, અને જાપાન પણ જુધ્ધે ચઢે છે ફાસીઝમ નાગરિક સ્વાતંત્ર્ય કચડે છે અને જાપાન પણ તેના પર જ કાતર ચલાવે છે. વાત એવી છે ખરી કે હજુ જાપાનને જાપાનમાંજ, હિટલર–મુસોલીનીએ ઘરઆંગણે ચલાવેલા હત્યાકાંડમાં ઉતારવાની જરૂર નથી પડી તેથી જ જાપાનીસ રાજકીય વ્યક્તિઓ હજુ ચમકતા જોતા છતાં ચર્ચા ચલાવી શકે છે, ટ્રેડ યુનિયનો જૂની ઘરેડમાં પણ જીવી શકે છે, હડતાલો પર ભલે સકોચાતાં છતાં હજુ કાયદેસર કહેવાય છે, અને છાપાઓ બૂમ પાડી ન શકતાં છતાં ગીસકારામાં શમી જાય તેવા ધીમા અવાજે બોલી શકે છે. બાકી બધું તો શાન્ત પાપ છે.

## ૨૨

# જાપાન યુદ્ધે ચઢે છે?

જાપાન યુદ્ધે ચઢે છે?

"શા માટે નહિ?" જાપાન જવાબ આપે છે, "કારણ કે અમારે આંગણે આર્થિક તંગીઓ છે, કારણ કે અમારા સંસારમાં સંતતિનાં ઘોડાપૂર ઉમટે છે, અને કારણ કે..........કારણ કે દુનિયાભરમાં દેવની દીધેલી જગત પર રાજ કરવાને યોગ્ય એવી કોઇ બીજી માનવ જાત તો બતાવો."

સ્વીટ્ઝરલેન્ડ ને સ્વીડન કહે છે કે, "આર્થિક તંગી તો અમારે ત્યાં પણ છે, પણ તેથી શું ચઢાઇઓ કરાય છે, લૂંટ ચલાવવા સંહાર મચાવાય છે? બીજા દેશો પાસેથી ખરીદો ને. તમને વેચવાની કોઈ ના પાડે છે? તેલ અને લોખંડના ઢગલા, લડાઇઓ લડવા તમે અમેરિકા પાસેથી કેમ ખરીદો છો? તો બીજું ય ફાવે ત્યાંથી ખરીદો. મોટી દુનિયા પડી છે."

" અને તમારા સંસારમાં વસ્તી ઉભરાતી જાય છે એનું શું ? વાત તો સાચી કે દર ચોરસ માઈલ પર ૩૭૫૦ નો આંક દુનિયા ભરમાં અજોડ છે પણ જાપાનની એ વાત કંઈ નવી છે ? ઈટાલી અને જર્મની પણ રાડ નાખે છે કે 'વસ્તી વધારે છે માટે પથરાવા દો' પણ એ વાત તો ગલત છે જાપાનીઝ લોકોને પોતાનો જ મુલક વસવું ના પસંદ છે હોકીડોનો ટાપુ તો હજુ અર્ધો અર્ધ ખાલી પડયો છે જાપાન પાસે ૧૮૯૫થી ફોરમોસા છે અને ૧૯૦૫ થી કોરિયા છે પણ તે બધેમાં જાપાનીઝ તો જૂજ વસ્યા છે ફોરમોસામાં તો જેપ માલિકો ચીની મજૂરો ઉતારે છે જાપાન પાસે ૧૯૩૧થી મંચુકો છે અને ત્યાં બધા મળીને ૧૦,૦૦૦ જેપ વસે છે

પણ જાપાનને યુદ્ધ જોઈએ છે કારણ કે, જાપાનનું અર્થ કારણ અને રાજકારણ એવું છે કારણ કે માલિકોને લૂટના નફા જોઈએ છે, કારણ કે માલિકશાહીને એશિયાભરમાં સામ્રાજ્યવાદ ફેલાવવો છે કારણ કે જાપાનને સોવિયટ યુનિયન કરતાં વધારે જોરાવર થવું છે, બ્રિટન પાસેથી ચીન પડાવવું છે, અને એશિયા અને પાસિફિક પર રાજ કરવું છે જાપાનને લૂટ ચલાવવાની જમીન સત્તા જોઈએ છે

પણ એશિયાના શરીરના ટૂકડા ચાવી ખાવા નીકળેલું જાપાન એકલું જ છે શું ? લાંબા સૂતેલા ચીનના દેહને તો સૌએ ચુથ્યો છે ફ્રાન્સે ઈન્ડો—ચીનને ચાવી નાખ્યો અને પછી એણે જ કોચીન ચાઈના અને કમ્બોડીઆને ૧૮૬૩ માં અને ત્યાર પછી તરત જ આ નામને ખાવા માંડયાં ૧૮૬૦ની સાલમાં રશિયાના ઝારે આમુર નદીનો પ્રદેશ અને મારાગીરિયામાં મેરી ટાઈમ ઈલાકાઓ

શાંતિથી ચોરી લીધા એ બધા શાહીવાદીઓનું ભાઈબંધ બ્રિટન ચીનમાં આડાઅવળા આંટા દેવા લાગ્યું અને હોંગકોંગને ગટકાવી ગયું તથા એક વખત જે ચીનનો ભાગ હતો તેવા બ્રહ્મદેશને કબજે કરી લીધું, તથા તે ઉપરાંત ચીનના નેપાળ અને ભૂતાન જેવા ઈલાકાઓ પણ લઈ લીધા

આ બધી શાહીવાદીઓની મીજબાનીમાં જાપાન જરાક મોડું આવ્યું, અને એણે વધારે ઘાતકી અને વધારે સીધી રીતે ચરવા માંડ્યું. પણ ફ્રાન્સ અને બ્રિટને જે નથી કર્યું તેવું એણે પણ કશું જ નથી કર્યું. જાપાને પણ એ લૂંટના રસ્તામાં યુરોપના મહાજનોનો માર્ગ સ્વીકાર્યો છે

એક વખત બ્રિટન બેલ્જિયમ અને હોલેન્ડ પર જોતું હતું. એક વખત જર્મની પોતાના જ અંગ જેવા ઓસ્ટ્રિયા પર દેખતું હતું. ચીન પણ જાપાનને એવું જ કહેવાય નાઝી જર્મનીએ ઓસ્ટ્રિયા ઝડપ્યું. જોરદાર થઈને જાપાને પણ ચીનને ઉતરડી ખાવા માંડ્યું. અને એક જાપાનીઝ રાજકીય વિભૂતિ બોલી કે, "તમારે કદી ભૂલવું ન જોઈએ કે ચીન સ્ત્રી છે, અને અમે પુરૂષ છીએ. અમે તેણીને શિક્ષા કરવા માગીએ છીએ એશિયાની રીત વિરૂદ્ધ જો તેણી સામનો કરશે તો અમે તેના નાક કાન અને હાથ પગ કાપી નાખશું "

આર્થિક વાત એવી છે કે જાપાનની મડીના દરિયાપારના રોકાણના ૮૦ ટકા એકલા ચીનમાં છે એ મૂડી, ૧૧૦,૦૦૦,૦૦૦ પૌંડ જેટલી થાય છે મજૂરોની ભયંકર ચાનીઓવાળી શાંગહાઈની મીલોમાં ચોવીસ ટકા જાપાનની માલિકીની છે જાપાનની ઇચ્છા ચીનમાં એક હથ્થુ હાટ ખોલવાની છે કારણ કે ચીન વિશાળ

બજાર છે દુનિયાના મોટી મોટા બજાર એવા ચીન પર જાપાન પોતાનો જ કાબુ માગે છે અને તેથી જ જાપાન ચીનને કચડવા માગે છે અને ખરીદ કરવા માગે છે તેથી જ જાપાન ચીન પર લડાઈ કરવા માગે છે, પણ ચીનની સંપૂર્ણ વતન કરવા નથી માગતુ; માત્ર તેના સામનો કરતા હાથપગ કાપી નાખીને તેનુ બાકીનું બધું શરીર ચુથીચુથીને ખાવા માગે છે ૧૯૩૮મા જાપાને એ ઇરાદો સાફસાફ સભળાવી દીધો કે "જાપાન, મન્ચુકો અને ચીન રાજકીય અને આર્થિક રીતે એક બ્લોક બની જશે."

એટલે ચીન–જાપાન સંબંધો આપણે ટૂંકામા જોઈ જવા જોઈશે ૧૮૯૪ની સાલમા ચીન–જાપાન યુદ્ધ થયુ અને ચીનને ફારમોસાનો ટાપુ જાપાનને આપવાની તથા કોરિયા પરથી પોતાનો હક્ક ઉઠાવી લેવાની ફરજ પડી. પછી ૧૯૦૪ મા રશિયા અને જાપાન ઝઘડયા અને તેમા જાપાન જીત્યુ અને ૧૯૧૦ થી કોરિયા જાપાનનું સસ્થાન બની ગયું. રાજકીય રીતે જાપાને કોરિયાને, ૨૦,૦૦૦,૦૦૦ ગુલામોનો પ્રદેશ બનાવી દીધો, અને આગળ નજર નાખી કોરિયા પછી ચીન દેખાયું.

૧૯૧૫ ની સાલમા જાપાને ચીન પાસે એકવીસ માગણીઓ મૂકી દીધી અને પછી તરત જ 'આપો નહિ તો લઈએ છીએ' બોલતા જાપાને સગીનની અણી બતાવી અડતાળીસ કલાકનું અલ્ટીમેટમ આપ્યું. એ માગણીઓ આવી હતી, "જાપાન શાન-ટુંગ પર કાબુ રાખશે, મંચુરિયા પર લાગવગ જમાવશે, ફુકીન પર ખાસ હક્કો ધારણ કરશે, ચીનના બીજા પ્રદેશો પર, ખાણો અને રેલ્વે માટે ખાસ પરવાનગીઓ મેળવશે, ચીનને પોતાનો દારૂગોળો જાપાન પાસેથી જ ખરીદવો પડશે, અને ચીનના રાજકારણમાં

જાપાનનો કાણુ રહેશે તથા જાપાનીસ રાજકીય સલાહકારોની નિમણુક કરવી પડશે."

આ માગણીઓ પર અમેરિકાનો પુણ્ય પ્રકોપ પ્રજળી ઉઠયો, કારણ કે એની દાઢ પણ ચીન પર ચોંટી હતી જ. એણે કહ્યું કે, "ચીનનાં કમાડ બધી પ્રજાઓ માટે સરખાં ખુલ્લાં રાખવાં જોઈશે." જાપાન જક્કી તો ન થયું પણ અમેરિકાને જાપાનમાં જલતી થએલી લાગ બત્તી દેખાઈ ગઈ.

પછી ૧૯૨૭માં જાપાનના વડા પ્રધાન જનરલ ટાનાકાએ પોતાના દેશની મુરાદોને જાહેર કરતાં જણાવી દીધું કે;

"પૂર્વ એશિયામાં મુશ્કેલીઓ પતાવવા માટે જાપાને લોહી અને લોખંડ વરસાવવાની રીત અખત્યાર કરવી જોઇશે. આખું જગત જીતવા માટે જાપાને યુરોપ અને એશિયા જીતવા જોઈશે; યુરોપ અને એશિયા જીતવા માટે જાપાને સૌથી પહેલાં ચીન જીતવું જોઈશે, ને ચીન જીતવા માટે જાપાને મંચુરિયા અને મોંગોલિયા જીતવાં જોઈશે."

આ કાર્યક્રમ જાપાન દશ વરસમાં પૂરો પાડવા માગે છે.

એટલે જાપાનનો બીજો કાર્યક્રમ મંચુરિયાનો થયો અને ૧૯૩૧ના સપ્ટેંબરના ૧૮મા દિવસે મુકડેન બનાવ બન્યો, અને મંચુરિયા મંચુકો થઇ ગયો.

એ મંચુરિયા શી ચીજ છે તે જાણવી છે ના ? મંચુરિયા જે આજે મંચુકોના નામથી મશહૂર છે તે દુનિયાનો અજબ જેવો મોહક પ્રદેશ છે ને જર્મની કરતાં ત્રણ ગણો વધારે મોટો, ૫૦૩,૦૦૦

ચો સ માઈલ ના વિસ્તાર વાળો છે, અને તે પર ૩૫૦૦૦,૦૦૦ લોકોનો વસવાટ છે આજ સુધી એ મચુરિયા એ મહાન રે વેઓ માટે, એક મોટા વેપારીઓ માટે પ્રખ્યાત હતો, અને ભૂગોળના ઈતિહાસના, ભાષાના રિતરિવાજના ને જીવન વ્યવહારના બધા સ બધોથી મચુરિયા ચીનનો ભાગ હતો એ ભાગ ચીનની જગ મશહૂર દિવાલ ઉપરનો પ્રદેશ છે એની હદ રશિયા સાથે એક થાય છે એનુ ભૌગોલિક સ્થાન અત્યત અગત્યનુ છે તેથી એની ધ તી પર આજ સુધીમા અનેક ધીગાણા ખેલાઈ ગયા છે આજે એ ી એ અગત્ય અનેકગણી વધી પડી છે કારણ કે, આજે મચુરિયા–મચુકો ચીન જાપાન અને સોવિયટ યુનિયન વચ્ચેનુ બફર છે જ્યારે જાપાને તે લીધુ ત્યારે જાપાનના સામ્રાજ્યવાદે પહેલુ પગલુ માડયુ

જરાક પાછા ફરી જાવ ૧૮૯૪ના ચીન–જાપાન યુદ્ધને યાદ કરો એ લડાઈમા ચીન હાર્યું, હારેના ચીન પર જાપાને જ રાજ્ય ઉગામ્યો એમ નહિ પણ પડેના શિકાર પર બીજી સત્તાઓ પણ બેસી પડી રશિયાએ મચુરિયામા માથુ માર્યું, જર્મનીએ કીઆશૌ કબજે કર્યો, બ્રિટને વી–હાઈ–વીનુ બદર અને કાઉલુનનો પ્રદેશ ગળી લીધા, ફ્રાન્સે દક્ષિણમા કવાગચાઉ ઝડપી લીધુ ને અમેરિકા એ ચીનના કમાડ સૌને માટે સરખા ખોલી દેવાની નીતિ પૂકારી કરી

હારેલા ચીને ફોરમોસા આપ્યો પણ તેથી પત્યુ નહિ તે જ વખતે વિજેતા જાપાને મચુરિયામા કવાગટુ ગ નામનો ખૂબ અગત્ય નો અને કોરિયા તરફ ખજાની જેમ અણીદાર પડેલો પ્રદેશ પણ કબજે કર્યો

મચોનીથી લાડીવોસ્ટોક જે પેસિફિક પર રશિયન બંદર છે ત્યા સુધી દોડે છે એ લાઈને રશિયાને મંચુરિયામા જવાનો સમય ખૂબ ટૂંકો કરી નાખ્યો પણ ૧૯૧૮ના વિશ્વયુદ્ધ પછી ઝારનો શાહીવાદ દફનાઈ ગયો અને મજૂર સરકારનુ શાસન રશિયામા શરૂ થઈ ગયુ મજૂર સરકારે ૧૯૨૪મા એ લાઈન ચીનને પાછી આપવાની વાત કરી, પણ જાપાને ત્યા ધીંગાણુ મચાવ્યુ એ રેલ્વે પર રેલ્વે અમલદારોના ખૂન થવા પડયા અને ધીમે ધીમે જાપાને એ રેલ્વેની આસપાસનો ચીની પ્રદેશ પડાવવા માડયો છેવટે ૧૯૩૫મા રશિયાને એ રેલ્વે જાપાનને વેચી દેવાની ફરજ પડી ત્યા સુધીમા જાપાને તે પ્રદેશમાથી ચીનની હકૂમત હાંકી કાઢી હતી

પાછા વાત પર આવી જાવ

અને પછી મુકડેન બનાવ બન્યો.

ઈ સ ૧૯૧૩મા મંચુરિયા પર શાગ-સો-લીન નામના એક વોરલોર્ડની હકુમત હતી ચાઈનીઝ સ્વરાજ માગતા કોમીનટાંગ ક્રાન્તિકારીઓ સાથે એણે શરૂઆતમા વફાદારી જાહેર કરી પણ ઈ. સ. ૧૯૨૯મા એને મંચુરિયા ઘણો નાનો પ્રદેશ લાગ્યો તથા એણે આખા ચીનનો બાદશાહ બનવા પેકીંગ પર ચઢાઈ કરી પેકીંગ લીધુ અને ત્યા પોતાની રાજધાની જાહેર કરી અને દબદબા સાથે પોતાની નવી શહેનશાહત શરૂ કરી દીધી પરન્તુ દક્ષિણમાથી ચાંગ-કાઇ-શેકે એ નવી શહેનશાહતને પડકારી ચાંગ-કાઈ-શેકને આખા ચીનને એક મુક્ત સ્વરાજ બનાવવુ હતુ અને શહેનશાહતનો નાશ કરવો હતો ચાંગ કાઈ શેકના લશ્કર પેકીંગ સુધી આવી પહોંચ્યા અને શાગના સાથીદારો વિખરાઈ ગયા તથા પોતે પણ નાઠો અને નાસીને મંચુરિયાના પોતાના પાટનગર મુકડેનમા

પડોચવા ! નિનર કર્યો પણ શાગ મુકડેન પડોચે તે પહેના, ૧૯૨૮ ના જુનની ૪થી તારીખે જ્યારે એની સ્પેશિયલ ગાડી, જાપાનીઝ રેલ્વે નાઈન પર દોડતી હતી ત્યારે એક બોંબ ફૂટયો એ બોંબ જાપાને ફેંકયો કે ચીને તેની વિગત ભાગ્યે આવી મળી નથી પણ તે જાપાને જ ફેંકયો હતો તે હકીકત પૂરવાર થઈ ગઈ જાપાન શાગને કોઈપણ રીતે દૂર કરવા માગતુ હતુ કારણ કે તે મંચુરિયામા ઘણો જબરો હતો અને તેથી મંચુરિયામા જાપાનીઝ મુનાદોની આડે આવ્યા કરતો હતો, એટલે આ અચાનક બોંબ ફાટી ઊઠયો અને જાણે એ જગ્યાદારના નાના નાજુક રૂપાળા શરીરને એના પોતાના લોહીના ખાબડામા તરતુ કરી દીધુ

પછી શાગની જગા પર તેનો જુવાન દીકરો શાગ સુ લીઆગ આવ્યો અને જાપાને એમા પણ નિરાશા દેખી જુવાન શાગ-શુ લીઆગે, ચાગ કાઈ શેક સાથે મસલતી શરૂ કરી દીધી તથા મુકડેનમા કયોમીનટાગ રાષ્ટ્રનો ફરકતો કર્યો અને એ રીતે નવા રાષ્ટ્રવાદી સરકાર તરફ પોતાની વફાદારી જાહેર કરી અને પડેના હતુ તેના કરતુ વધુ નજદીક મંચુરિયા ચીન પાસે આવી ગયુ જુવાન શાગે કયોમીનટાગ સરકારમા એક ઉચ્ચ પદવી સ્વીકારી લીધી અને જાણે એમ દેખાયુ કે મહાન દીવાલની ઉપરનો અને નીચેનો બધો પ્રદેશ એક સયુક્ત રાષ્ટ્રવાદી ચીની બનતો હતો

જાપાનથી આ દેખ્યુ ન ગયુ ત્રણત્રણ વરસ સુધી જાપાને યોજનાઓ ઘડી ને ઉથલાવ્યા કરી અને પછી પાછો એક બીજો બોંબ પહેલો ફાટ્યો હતો તેની પાસે જ એક જગા પર ફૂટયો એ બોંબની તારીખ ૧૯૩૧ના સપ્ટેમ્બરની ૧૮મી હતી એ બોંબ ફાટ્યો અને તેણે મંચુરિયાની કતલ કરી એ બોંબના પાછળી

પડઘા દુનિયાભરમા સભળાઈ ગયા એ બોમ્બના ઘોર અવાજો હજુ આજે ય શમ્યા નથી

વાત તો એમ હતી કે ચાગચુનથી મુકડેન તરફ એક એક્સપ્રેસ ગાડી દોડતી આવતી હતી ત્યારે મુકડેનમા રાતના સાડા દશ વાગ્યા હતા પણ જાપાને જાહેર કર્યું 'તુ કે બોમ્બ ફૂટી ગયો છે ને ચીનાઓએ દોડયો છે તો ટ્રેન કેવી રીતે આવી પહોંચી? એ તો જાપાનીઝ રેલ્વે પર મુકડેન પાસે બોમ્બ ફાટતા એક વાર જેટલો પાટો ઉડી ગયો હતો પણ એક્સપ્રેસ એમને એમ ચાલી આવી એવી હસવા જેવી વાત જાપાને હસ્યા વિના કરી નાખી પણ ટ્રેનમાથી કોઈએ ધડાકો સાભળ્યો નહોતો તેનુ શુ? તેનુ શુ હોય? પણ બોમ્બ તો ફાટયો જ હતો, એટલામા જ ગમે ત્યા. એવી વાત નાઝીએ સળગાવેલી જર્મન રીસ્ટાગની આગની જેમ ગૂઢ બની ગઈ સાચી રીતે એ બોમ્બ મચુરિયાને ગટ કરી જવાનો એક સીગ્નલ બની ગયો અને એમ લાગ્યુ કે કદાચ જાપાની લશ્કરે જ ભૂલથી કોઈ પણ જાપાનીસ જાન ન જોખમાય તેમ કઈક દોડી દીધુ હશે

એવુ કઈક ફૂટી ગયુ અને તે ફૂટયુ તેની આગલી રાતે જ તે ફૂટવાનુ છે અને ચીનાઓ ફોડવાના છે એવી સમજપૂર્વક મચૂરિયા પર જેપ લશ્કરો પથરાવા માડ્યા મધરાતે તો કોરિયાથી કૂચ કરી ચૂકેલા જાપાનીસ લશ્કરો મચુરિયામા પેસી ચૂક્યા હતા બીજે દિવસે એટલે સપ્ટેમ્બરની ૧૯મી તારીખે સવાર પડે તે પહેલા જાપાનીસ લશ્કરોએ મુકડેનમા ચાઇનીઝ લશ્કરી છાવણીઓ તથા દારૂગોળો કબજે કર્યાં હતા, અને પછીના ચાર દિવસમા જ દક્ષિણ મચૂરિયા પૂરેપૂરુ જીતાઈ ગયુ હતુ

મંચૂરિયા છતાયા પછી રાષ્ટ્રસંઘે લોર્ડ લીટનની સરદારી નીચે તપાસ પંચ નીમ્યું. તપાસપંચે ઠરાવ્યું કે જાપાન ગુનેગાર છે. પણ તે પહેલાં જ જાપાને છતાયલા મંચુરિયાને નવું સાંપડેલું બાળક ધારી જાપાનીસ જંછેરોમાં ઝૂલાવી તેનું નવું નામ મંચુકો પાડી દીધું હતું, તથા મંચુકો જાપાનની લાગવગ અને અધિકાર નીચે છૂટું સ્વતંત્ર નવું રાજ્ય છે તેવી વાત જાહેર કરી દઈને રાષ્ટ્ર-સંઘની જમાતમાંથી નીકળી ગયું હતું.

પછી તરત જ જાપાને ઉત્તર મંચુરિયામાં પોતાનો વિજય આગળ વધારવા માંડયો, અને ચીનાઓએ તેનો સામનો કર્યો. ચીનાઓ પર જાપાનની હેવાનિયતની બધી કલાઓ છૂટી મૂકાઈ ગઈ. ઇ. સ. ૧૯૩૨ માં શાંગહાઈની આસપાસ ચીનાઓએ દેહના ઢગલા વાળી દીધા. ૧૯ રૂટ લશ્કરે વીરતાની પરાકાષ્ટા જેવા જંગ ખેલ્યા. આ ચીન-જાપાનનો બીજો વિગ્રહ હતો. બીજા વિગ્રહને અંતે કામચલાઉ સલાહ થઇ. જાપાને પોતાની લાગવગ શાંગહાઈ માં પણ લીધી અને પછી ઈ. સ. ૧૯૩૭ સુધી જાપાને ઉત્તર મંચુરિયા આખો પડાવી લેવાનાં અનેક કાવતરાં રચ્યાં કર્યાં.

પછી જાપાને જેહોલ છતીને મંચુકોની હદ વધારવા માંડી. મંચુરિયાની જેમ જેહોલનો ગિરિપ્રદેશ પડયો અને ત્યાંનો ટાંગ-યુ-લીન નાસી ગયો. જેહોલ ૧૯૩૩ના ફેબ્રુઆરીમાં પડયું અને ૬૫,૦૦૦ ચોરસ માઈલ પર જાપાનનો અધિકાર પથરાઈ ગયો અને ઇનર માંગોલિયામાં પેસવાનું કમાડ ખૂલી ગયું.

પછી ડોઈહારા દાવ ખેલતો બેઠો. પહેલું મંચુરિયા. પછી જેહોલ, અને હવે ઉત્તર-ચીન. એણે એ માટે ચીનના ઉત્તર તરફના

પાંચ ઈલાકાને આખા ચીનથી જુદા પાડી દઈ પછી ગળી જવાની યોજના મૂકવા માંડી

ટીનશીમાનું જાપાનીસ લશ્કર વધારવામાં આવ્યું અને જનરલ ટાડાએ જાહેર કર્યું કે, 'ઉત્તર તરફના પાંચ ઈલાકાઓમાં ચીનની રાષ્ટ્રીય સરકારથી નોખી અને સ્વતંત્ર એવી તે ઇલાકાઓની જ સરકાર સ્થપાવી જોઈએ આ જાહેરાત તરફ ચાંગ-કાઈ-શેકે વાંધો લીધો હતો કારણ કે, તે દક્ષિણમાં કોમ્યુનિસ્ટોનો સંહાર કરવા તેમની પાછળ પડયો હતો પાંચ ઈલાકાઓને જુદા પડવાની ફરજ પડી પછી પાંચે ઇલાકાઓમાં જાપાને જકાત ભર્યા વિનાના માલ ઉતારવા માંડયા, અને ત્યાંની ચીની સરકારને, ૧૦,૦૦૦,૦૦૦ પૌંડની ખોટમાં ઉતારી દીધી અને પછી તરતજ જાપાને ૧૯૩૬ના અંતમાં પાંચમાંના એક ઈલાકા પર આક્રમણ શરૂ કર્યું અને એ આક્રમણ મંચુકો કરે છે તેમ જાહેર કર્યું, તથા જાહેર કર્યું કે સોવિયટ યુનિયન સામે બચાવ કરવા અમારે ઈનર મોંગોલિયા કબજે કરવું જ પડશે

પણ એ ચઢાઈ નિષ્ફળ નીવડી ચાઇનીઝ કોમ્યુનિસ્ટોએ સીઆન આગળ ચાંગ-કાઇ-શેકને કેદ કર્યો તથા જાપાનની શરતો કબૂલ ન કરવાની તેને ફરજ પાડી જાપાનના આક્રમણ સામે વિદ્યાર્થીઓએ ભારે ચળવળ જગવી અને પછી જાપાનના શાહીવાદ સામે ચીને સંયુક્ત મોરચો રચી સામનો કર્યો ચીન-જાપાનનું ત્રીજું યુદ્ધ મંડાઈ ગયું જે આજે પણ પૂરું થયું નથી

## ૨૩

## કાળા ધાબાપર લાલછાંટા

સવાલ તો એ ઉઠાવાય કરે છે કે જાપાન જે તે વસ્તુ પરદેશના બજારમાં આટલી સસ્તી કિંમતે કેવી રીતે આપી શકે છે? જાપાન ન્યૂયોર્ક નગરમાં ફાઉન્ટપેન દશ સેન્ટની કિંમત પર કેવી રીતે મૂકી શકે છે?

અને જાપાનીસ બ્રિટિશની જેમ ટાપુઓમાં રહે છે અને બજારથી કાચો માલ લાવીને તેને પાકો બનાવી વેચવા કાઢે છે તો ય આવડો સોંઘો વેચી શકે છે શી રીતે?

એનું એક કારણ તો એ છે કે જાપાનમાં મજૂરીના દર ખૂબ નીચા હોય છે, અને મજૂરી ખૂબ સોંઘી ને શિસ્તબદ્ધ હોય છે. કારખાનાની અંદર જઈને જુવો ૮૦૦ છોકરીઓ અને એકસો પુરુષો કામે લાગી ગયા છે અગળબગળ ફરતી તુમ પાસે છોકરીઓની બીસત્રીસની કતાર લાગી ગઈ છે એ સૌ ઉત્પાદનની ટૂકડીઓ એક

સરખો પોષાક પહેરે છે ને એક મંખા ટગાં ઉભો છે એમવાની મનાઈ છે એક એક દરોગાના છેડા પર રંગબેરંગી પોપટોથી ભરેલા પાંજરા લટકે છે, અને કહે છે કે તેથી રંગનું ભાન તાજુ રહેતુ હોય છે પણ કામદારોના મન પર પાંજરામાં પુરાયેલા પંખીઓ પોતાની જેમ કેદીઓ છે તેનું ભાન તાજુ રાખે છે

આ છોકરીઓ દિવસના દશ કલાક કામ કરે છે કામની વચમાં અરધા કલાકનો આરામ મેળવે છે કામ પછી ફરજિયાત કસરત કરે છે અને રવિવારે રજા પાળે છે પણ રજાના દિવસમાં ટોકિયોમાં ફરવા જવાની કે રંગરાગ જોવાની તેમને મનાઈ હોય છે છોકરીઓ સૂઈ જાય છે તે પહેલા તેમને સંસ્કૃતિની વાતો કહેવાય છે, ફૂલોની ગોઠવણી અને ચાની મિજબાનીની વિધિ પર ભાર અપાય છે અને નીતિના પ્રવચન કરાય છે

છોકરી કામદારોને રોકવાની એવી જાપાનીસ પદ્ધતિ છે અને કહે છે કે એ સારી પદ્ધતિ છે એ છોકરીઓ ભૂખમરામાં ભડકે બળતા, ચોખા પકવતા કાદવ ચૂસતા અને તોય માંડમાંડ પેટનો ખાડો પૂરતા કિસાન માબાપને આપવી હોય છે અને ત્યાંથી બાપાનું દેવુ ઓછુ કરવા તથા પરણવા માટે થોડીક રકમ બચાવવા પોતાની જાતને અમુક રકમ વરસો માટે વેચતી હોય છે એવી છોકરીઓને કોન્ટ્રાક્ટર ખરીદે છે અને પછી કારખાનામાં પૂરી પાડે છે કોન્ટ્રાક્ટરનો સમય ખતમ થાય તેટલા વરસ છોકરી કારખાનુ છોડી શકતી નથી સાધારણ રીતે સોળ વરસની ઉમર પછીની છોકરીઓ આવે છે અને એકવીસ બાવીસની ઉમર થાય ત્યાંસુધી કારખાનામાં જીવે છે અને એટલા વરસો સુધીમાં પોતાનો ખરચ જતા પંદર પૌંડ જેટલી રકમ બચાવી શકે છે ને કારખાનામાંથી છૂટીને પરણવા જાય છે પરણીને જાપાનીસ સંસાર માંડે છે અને તરત જ કારખાનામાં

જાર તેવા ગાળકોને મારી અખ્યામા જણવા માડે છે એવી જાપાનીમ માતા પોતે પરણી હોર ત્યારે ગાપા પાસેથી કન્યાદાનમા મળેલુ ખજર સાથી ગમે છે અને પામરતાની પરાકાષ્ટા જેવી મગરૂરીથી કહે છે કે માગ ધણીને બેવફા જેવુ કોઈ કૃત્ય થઈ જશે કે આ ખજર મા । પેટમા ભોકાઈ જશે

આવી પદ્ધતિઓમા ભયાનકતાના ઘાતકી રગો છે ખગ, પણ એમા જો કોઈને ગુનામીની ગધ આવતી હોય, મોહક અને મનરજન એવા જાપાનીમ કારખાનામાથી લોહીની ગટરો છૂપી વહેતી દેખાતી હોય તો તો આઘાત પામવાની જરૂર નથી યુરોપના મડીવાડી કમઠાણોમા શુ થાય છે ? જેમ મૂડીવાદી વ્યવસ્થા મા શાતિ ને સ્થિરતાનુ શિસ્ત સર્વ સામાન્ય હોય છે તેમ જાપાનમા પણ એવી વાતોની શાતિ અને સ્થિરતાના નામમા મનાઈ હોય છ

જાપાનમા નવા વડાપ્રધાન, જ્યા અહોનિશ ભોગ લેવાય છે ને શરીરો છિન્નભિન્ન થઈ જાય છે, જ્યા તોપો એકધારી ચીનાઈ લોહીની છોળો ઉછાળે છે, જ્યા જાપાની રાજકારણ નિતનૂતન કાવતરાની હારમાળા ઉપજાવે છે ત્યા પણ શાતિ ને સ્થિરતાની વાતો આત્મવિશ્વાસનો દોર પહોંચીને પણ ઉચ્ચારી શકે છે કે

"આપણા દેશ પાસે રજૂ થતા એકેએક સવાલમા શાતિમય રીતો અખત્યાર કરી છે શરૂઆતના ચીન–જાપાન યુદ્ધમા, પછીના રૂસો–જાપાન વિગ્રહમા અને અત્યારે ચાલતી મચુરિયાની લડાઈમા તેવી રીતો આપણી પ્રજાની દૂર પૂર્વમા શાતિ અને સ્થિરતા સ્થાપવા માટેની મુરાદોની સાક્ષી પૂરે છે"

અને તો ય જાપાનની લોહીની તરસ જાણીતી છે જ. 'જાપાન ટાઈમ્સ'માં હમણાં જ સમાચાર છપાયા હતા કે ત્રણ લાખ ચીનાઓ ઘેરાઈ ગયા છે જાપાનીમ લશ્કરનો એવો મત છે કે એ ત્રણે લાખની એકધારી કતલ કરવી. અને ઉઘાડી આંખો રાખી ફરનાર કોઈ પણ જાપાનમાં ચાઈની સ્ત્રીઓને ગાળો દેતા, ધોલ-ધપાટ કરતા અને લાતો મારતા સિપાઈઓ દેખી શકે છે. કામ કરતા ઘરડા ચીનાઓને લાતો મારવાનો ત્યાં સામાન્ય ક્રમ છે તથા ચીના કૂલીઓને પીઠ પર વાંસથી ફટકા મારવામાં કશું જ અજુગતું નથી હોતું. જ્યારે જાપાને નાનકીંગ લીધું ત્યારે ચાલીસ હજાર ચીનાઓ, જેમાં મોટો ભાગ નાગરિકોનો હતો તેમની કતલ કરવામાં આવી તથા હજારો સ્ત્રીઓ પર અત્યાચાર કરવામાં આવ્યા હતા.

એથી અરેરાટી ઉપજાવવાની જરૂર નથી. જાપાનનો એક મોટો સદ્‌ગુણ શંકા લાવવાનો છે અને તેથી તો આખા દેશ પર જાસૂસોની અખંડ જાળ અવિરત ચોકી પહેરો કરે છે. આજે તમે ટોકયોમાં જાપાનનો કે ટોકયોનો નકશો ન ખરીદી શકો. હજુ હમણાં જ અઢારમી સદીના દોંગાયેલા કેટલાક નકશાઓ જપ્ત કરવા થોડીક દુકાનોની ઝડતી લેવાઈ હતી; કારણ કે, તેમાંના એકમાં નાગાસાકી બંદરનો નકશો હતો. થોડાં જ વરસો પહેલાં ટોકયો-માંની નેશનલ સીટી બેંક ઓફ ન્યૂયોર્ક બચી ગઈ. નહિ તો એના પર ઓસાકા છાપરા પરથી થોડાક ફોટોગ્રાફ લેવાનો ગંભીર આરોપ હતો; જો કે એવા ફોટાઓ કેવળ બેંકનો પ્રચાર કરવા જ લેવાયા હતા.

સાકરના ટૂકડા જેવા મીઠા અને લચી પડે તેવા વિનમ્ર જાસૂસો ત્યાં એકેએક બહારના મુસાફરની તપાસ રાખતા હોય છે.

મંચુકો અને કોરિયામાં તો આખા પ્રદેશ પર પથરાયના બોમીઆઓ જાસુસો હોય છે. હમણાં જ એક ડેનીશ શહેરી પકડાયો. હનો કારણ કે, તેની પાસે થોડાક શક પડે તેવા ફોટોગ્રાફ હતા પણ પોલીસ ચોકી પર તપાસ કરતાં તે ફોટોગ્રાફ તો ભાગી ગએની એક પાંસળીના એક્સ-રે-ફોટો નીકળ્યા.

પણ શાંતિ ને સ્થિરતામા માનવાનું એટલે બહારની બગડી ગએલી વિશાળ દુનિયામાંથી કંઇ ન ઇચ્છવા જેવું ઘૂસી જાય તો ? ક્રિનિપાઇન્સ અને ચીનના સમાચારો લઈ આવતો શોર્ટવેવ રેડિયો જાપાનમાં સખત રીતે નિષેધાયેલો છે. જાપાનના પોલીસો જેને વિચારકાણુના નામથી ઓળખે છે તેવા કાણુ માટે આડે પડોર કરતા હોય છે, અને આજ સુધીમાં હજારો સ્ત્રી પુરૂષો દારૂગોળો કે ક્રાન્તિકારી સાહિત્ય રાખવા માટે જ નહિ પણ ભયંકર વિચારો ધારણ કરવા માટે ગિરફતાર થઈ ચૂક્યાં છે. પણ જાપાનની એ તો જૂની પ્રથા છે. ઘણાં વરસો પહેલાં તો પરદેશીનો સંગ જ નિષેધાયલો હતો અને આજે તો તેમાં પાછી રાજકીય પરિસ્થિતિ જ એવી ગુચવાયલી રહે છે.

અને તો ય જાપાનના એવા કાળા ધાબા પર લાલ છાંટા ઊડ્યા વિના રહ્યા નથી. હજુ હમણાંજ જાપાનની નામદાર શહેનશાહની સરકારનો વફાદાર સામનો ડાયટમાં છત્રીસ પ્રતિનિધિઓ-વાળી એક 'સોશીયલ માસ પાર્ટી' કરતી હતી. એ પક્ષને દોરનાર પ્રોફેસર ઇસો એબ હતા. આ પક્ષ ફેબીઅન સમાજવાદમાં માનનારો હતો પણ યુદ્ધ વેળાએ સરકારને ટેકો આપી તેણે પોતાની જાતનો અર્થ મિટાવી દીધો, અને પછી જાપાનમાં બને છે તેવી સ્વાભાવિક રીતે પ્રોફેસર એબનો એ પક્ષ ૧૯૩૯ ના ફેબ્રુઆરીમા રીગો નાકાનોના ફાસીસ્ટ પક્ષમાં ઓગળી ગયો.

૭૩ વર્ષની ઉમરે પહોંચેલા શિયાગ પ્રોફેસર એબના કપાળ પર કાળી ટીલી લાગી ગઈ અત્યંત નમ્ર એવા પ્રોફેસર સમાજવાદી વિચારના છે, પણ હિન્દના કેટલાક મહાસભાવાદીઓના વાડી જુવાનો જેવા વરણા પ્રોફેસર ન્હોતા ચોક કહી શકે કે તેમનું ધ્યેય માર્ક્સવાદમાંથી ક્રમિક ક્રાન્તિ યાદ કરે ને જે બાકી રહે તે છે પ્રોફેસરે આજ સુધી સમાજવાદી વિચારોને શીખવવા જગમાં ઘણો પ્રયત્ન કર્યો વિદ્યાપીઠના વિદ્વાન એવા પ્રોફેસરની ઉમેદ કામને એક શાળા બનાવી સમાજવાદ શીખવી દેવાની હતી પણ એમની એવી ઉમેદ બર આવી નહિ અને ૧૯૩૮ માં નેશનલ મોબીલીઝેશન બીલનો સામનો કરવા માટે કેટલાક રાષ્ટ્રવાદીઓએ એમને માન પ્રમાણમાં માર માર્યો

પણ કેગાએ આજ સુધીમાં ચાલીસ વરસની ઉમરના ગાળામાં એક અતિ ઉદ્દામ તરીકે તથા ટ્રેડ યુનિયનોમાં અખિલ જાપાન સમિતિના આગ્રણી તરીકે ખ્યાતિ મેળવી લીધી છે કેગા કોમ્યુનિસ્ટ નથી પણ કોમ્યુનિસ્ટ વિચારો સાથે સંપૂર્ણ રીતે સંમત છે જો કે ખાનગી વાત તો એવી હોય છે કે જાપાનમાં કોઈપણ કામ્યુનિસ્ટ પોતાની જાતને કોમ્યુનિસ્ટ તરીકે જાહેર કરી ઝડપાઈ જવાની મૂરખાઈ નથી કરતું કેગાને જાપાનની ફાસીસ્ટ સરકારે ૧૯૩૮ માં ગિરફતાર કર્યો અને ત્યાં સુધી ભાગતા ફરતા બીજા ત્રણસો ઉદ્દામોને કારાગાર પાછળ ધકેલી દીધા જાપાનના સરકારના સરકારી વાજીંત્ર 'જાપાન ટાઈમ્સ'ની યાદી પ્રમાણે ચીનાની લૂંટ માટેની લાલિમા માનતી સરકારે ૧૯૩૩ થી ૧૯૩૬ સુધીમાં બધા મળીને ૫૯૦૧૩ લોકોને ભયંકર વિચારો ધરાવવા માટે જેલમાં જકડી દીધા જાપાનમાં તો ગિરફતારી પછી અદાલતમાં કામ ચલાવાય ત્યાં સુધી મહિનાઓ ને વરસો સુધી કોઈપણ વ્યક્તિને જેલમાં જકડી રાખી શકાય છે

અને તો પણ સામાજિક ક્રાન્તિની આશા એટલી ઉજળી નથી દેખાતી, કારણ, જાપાનના કાળા વાઘા પર જરાપણ લાલ છાંટો દેખાઈ જાય તો તેને નાબૂદ કરી નાખવામાં આવે છે. પણ જો જાપાન ચીનનો જંગ ગુમાવી બેસે તો અથવા તો જાપાનની પડખે ઘૂરઘૂર કરતું લાલ રીંછ જાપાન પર પંજો ઉગામે તો જાપાન આખાને આવરી લે ખરા

અને સોવિયટ સરકારના ૧૯૩૬ના નવા રાજ્યબંધારણે આખા યુનિયનને અગીઆર રિપબ્લીકમા વહેંચી નાખ્યું. એ અગીઆરમા આઠ રિપબ્લીક જે એશિયામા છે તેમાં વસતી પ્રજાઓ, જાત, ભાષા અને સરકારની દૃષ્ટિએ આત્મનિર્ણયની સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતી થઈ ગઈ.

પણ જાપાને મંચુકોમા આમુર નદી સુધી રશિયન સરહદને પહોચતી જે રેલ્વે બાધી દીધી છે તે સોવિયટ યુનિયનની સલામતીને ભયરૂપ છે, કારણ કે, આમૂર નદીની અડોઅડ સોવિયટ સરકારની ટ્રાન્સ સાઇબીરિયન રેલ્વે વિગ્રહના સમયમા જાપાન કાપી નાખી શકે તેવી છે તથા તે રીતે રશિયાના બે કટકા થઈ જઈ શકે અને પેસિફિક ઝોન આખો વિખૂટો પડી જાય તેમ છે. એ ભયની સોવિયટ સરકારને ખબર છે અને તેથી તેણે ગંજાવર ખર્ચ કરીને ૧૯૩૯ના એપ્રિલથી ટ્રાન્સ સાઇબીરિયન રેલ્વેની ઉત્તરે એક સમાંતર દોડતી નવી જ રેલ્વે લાઈન શરૂ કરી દીધી છે. એ લાઇન પેસિફિક ઉપર એક નવાજ બાંધેલા કોનસોમોલ્સ્ક નગર સુધી પહોંચી છે અને તેની અણી ખાબારોવસ્કને અડે છે, જે સોવિયટના દૂર પૂર્વના લશ્કરોની વિશાળ છાવણી છે. ટ્રાન્સ સાઈબીરિયન રેલ્વે ભયમા આવી પડશે તે પળોમા આ નવી રેલ્વે લશ્કરોનાં પૂર વહાવશે. આ ઉપરાંત ટ્રાન્સ સાઇબીરિયન રેલ્વેને પણ ત્રણ પાટાવાળી બનાવી દેવામાં આવી છે.

અને એક દી રશિયા સાથે રણમેદાન તો રચાશે જ એમ એકેએક જાપાની માને છે. લાડીવોસ્ટોક અને ખાબારોવસ્ક જ્યાં રશિયાના વિમાની મથકો છે તે ટોકયોથી અને જાપાનનાં બીજાં ઔદ્યોગિક મથકોથી સાતસો માઈલના જ અંતર પર છે અને તેથી જાપાન જ્યાં સુધી બૈકલ સુધી રશિયાની સરહદને પાછી હઠાવી ન

દે ત્યા સુધી જાપાનનુ બહુમૂલ્ય પાટનગર ટોકિયો ધરાશાયી થઈ જવાના ભયમા રહે છે

અને આજે તો ચીનમા ગૂચવાતુ જાપાન રશિયા પર આક્રમણ કરવાનો વિચાર કરી શકે તેમ નથી, તથા વખત સાથે વાતાવરણ વધારે ને વધારે ધુધવાતુ જાય છે ચીન સાથે ચાલતા જાપાનના વિગ્રહમા રશિયા ચીનને મદદ કરે છે જ્યારે જાપાનીસ સરકારે તેની ફરિયાદ નોંધાવી ત્યારે ત્રિટવીનોવે ગતોષમા ઝીભ હલાવી જાપાનની પોતાની જ પરિભાષામા જવાબ વાળ્યો કે "પણ ચીનમા વિગ્રહ ચાલે છે તેમ જાપાનીસ સરકારે સ્વીકાર્યું જ નથી તેથી અમે સોવિયેટના વિમાનો વિગ્રહમા ભાગ લે છે એમ માનવુ અસગત છે" ચીનને મદદ કરવાના માર્ગની રશિયાની મુશ્કેલી મોટી છે કારણ કે, મોંગોલિયાનો માર્ગ બધ થઈ ગયો છે એટલે હવે રશિયાએ ટર્કસીબ રેલ્વે બાધવાની વિગ્રહની દૃષ્ટિએ ઘણી અગત્યની એવી શરૂઆત કરી દીધી છે એ લાઇન યુરુમચીથી નકાઉ જાય છે આ રસ્તે ચીન પહોચતા ૧૮ દિવસ લાગે છે એ ઉપરાત રશિયા અવળી રીતે ચીનને મદદ કરે છે એ રીત રશિયા સાથેના વિગ્રહની જાપાનની પરિસ્થિતિ તગ રાખવાની છે સોવિયેટ સરહદ પર જાપાનને એક વિશાળ લશ્કર તૈયાર રાખી મૂકવુ પડે છે એ રીતે સાડા ત્રણ લાખનુ લશ્કર જે ચીનમા કામ આવી શકે તેણે રશિયન સરહદ પર જ આરામેન પૂકાર્યા કરવી પડે છે

રશિયા અને જાપાન વચ્ચેના ઝઘડાની એક બીજી બાબત દરિયામા માછલા મારવા વિષેની છે આજ સુધી જાપાનીસ માછીઓએ રશિયન દરિયામા મચ્છીઓના શિકાર કર્યા છે, અને તેમ કરવાનો તે લોકોએ રૂઢિજન્ય અધિકાર પ્રાપ્ત કર્યો છે જાપાનીસ

માછી-લોકને એવો હક્ક ૧૮૮૪થી ૧૯૩૬ સુધી ખત કરીને આપવામાં આ યો હતો પછી તરતજ જાપાને જર્મની સાથે એન્ટી કોમીન્ટર્ન પેક્ટ કર્યો અને રશિયનો ચિડાયા આ અને બીજા કારણોને લીધે સોવિયટ યુનિયને પછીથી એ અધિકારપત્રને એક વરસની મુદતનુ જ લંબાવ્યુ છે જાપાનનુ કહેવુ છે કે રશિયા જાપાનના માછીઓને ભૂખ મારવા માગે છે અને રશિયાનુ એમ કહેવુ છે કે જાપાનની મુરાદ અમારા દરિયામા દરમ્યાનગીરી કરવાની છે

એ ઉપરાંત રશિયાને જાપાનના કજિયાનુ સળગતુ કારણ તો મંચુકો અને સોવિયટ યુનિયન વચ્ચેની સરહદ છે એ સરહદ ૩૨૦૦ માઈલ જેટલી લાંબી છે અને આમૂર તથા ઉસુરી નદી સાથે દોડે છે દુનિયાની બીજી સરહદો કરતા એ સરહદ પર કજિયાના બનાવો વધારેમા વધારે બન્યા જ કરે છે છેલ્લા દશ વરસમા એ હજાર બનાવો તો બન્ને સરકારના ચોપડા પર નોંધાઈ ગએલા છે એ બનાવોને કારણુ આપનાર આમૂર નદી તો છે જ, કારણ કે ચીનની નદીઓની ટેવ પ્રમાણે એ નદી પોતાના રસ્તા બદલ્યા કરતી હોય છે, વરસનો અમુક વખત દરેની રહેતી વડે છે, ગમે તેમ ગીતે વહેતી હોય છે, અને નાના મોટા ટાપુઓથી ભરેલી હોય છે

એટલે આવા સંજોગોમા જાપાનની જેમ સોવિયટ સરકાર પણ ઈસારામા ઉપડી જાય એવુ લાવ લશ્કર સરહદ પર જમા રાખવુ પડે છે એ બાજુનુ લશ્કર એક ખૂબ જ્હોશીલા એવા માર્શલ વાસીલી-કે-બ્લુચર નામના સેનાનીની સરદારી નીચે હતુ પણ મ્યુનિચ કટોકટી પછી તરત જ ૧૯૩૮ના ઓકટોબરમા સોવિયટ યુદ્ધ ખાતાનો પ્રધાન વોરોશીલોવ ખાબારોવસ્કની લશ્કરી છાવણીમાં

મુલાકાતે આવ્યો અને એણે જાહેર કર્યું કે, 'બ્લુશરને સેનાપતિની જગા પરથી બરતરફ કરવામા આવે છે.' પછી બ્લુશરને વિંધી નાખવા મા આવ્યો છે એવી અફવા ફેલાઇ પરન્તુ ચીનમા ફેલાતી બીજી અફવા એમ બોલે છે કે બ્લુશર વિધાઈ ગયો નથી પણ એને મોગોલિયામા કયાક નાખવામા આવ્યો છે. કદાચ ત્યા કારાગારમા પણ હોય અને કદાચ મોગોલિયામા લશ્કરને કેળવતો પણ હોય, પરન્તુ એ અલોપ થઇ ગયો છે તે વાત ચોક્કસ છે

પણ એશિયાના ચહેરામા શાતિ લાવના જાપાન તો મોગલિયા મા પણ પહોચ્યુ છે એવુ મોગોલિયા શી ચીજ છે, અને શાતિના ફિરસ્તા જાપાનીઝ નટખટ સામે બાન ખત્તી જેવુ ઝળકતુ રશિયા ત્યા શો સંબધ ધરાવે છે તે જાણવુ જરૂરી છે જ. વાત એમ છે કે મોગોલિયા એક નથી પણ બે છે, બહારનુ મોગોલિયા અને અદરનુ આઉટર-મોગોલિયા રશિયન પ્રદેશ છે ત્યારે આતરમોગો લિયા જાપાનીઝ અધિકારવાળો પ્રદેશ છે

મોગોલિયામા મોગોલ લોક વસે છે, જેમનો દેશ તેમની દુનિયા છે. એ લોક આખા એશિયા પર પથરાયલા છતા અને અનેક જાતો સાથે લગ્ન કર્યાં છતા તેઓ પોતાના રૂપરગ અને રીતરિવાજ જાળવી રહેના છે ઈતિહાસમા એ પ્રજાએ પણ નામના નોધાવી છે. એ નામના રખડુ અને વિનાશ કરતી ભટકતી ટોળીઓ તરીકેની છે કેટલાક ઇતિહાસકારો કહે છે કે હૂણ લોકો જેમણે રોમન સામ્રાજ્યા ના વિનાશમા મદદ કરી તે પણ મોગોલ હતા. આપણે જાણીએ છીએ કે એશિયા અને યુરોપમા વિજયી અને લોહીઆળા કૂચ કરનાર જગીઝખાન તથા તૈમૂર મોગોલ હતા આપણને ખબર છે કે હિદના ભીતરમા શહેનશાહત માડનાર ને મુસલમાન ગણાનાર મોગલ મોગોલ હતા

એવી મોગોની જાતનો કિલ્લો આઉટર મોગોનિયા છે એ પ્રદેશ દશલાખ ચોરસ માઈલના વિસ્તારવાળો છે, પણ તેમાં મોટો ભાગ ગોબીનું રણ છે એ પ્રદેશની વસ્તી આઠ લાખથી વધારે નથી નકશામાં આઉટર મોગોનિયા ચીનના એક ભાગ તરીકે ચીતરવામાં આવે છે

પરન્તુ તે ખોટી વાત છે આઉટર મોગોનિયા તો ૧૯૨૪થી મોંગોલિયન પ્રજાસત્તાક છે, અને સંપૂર્ણ રીતે સોવિયટની અમલવાળો છે ૧૯૩૬મા સ્ટેલિને કહ્યું કે, સોવિયટ સરકાર આઉટર મોગોનિયા પર જપાનનુ આક્રમણ અટકાવવા કોઈપણ વિગ્રહ કરવા તૈયાર છે ત્યારથી જપાને મંચુકો–મોગોનિયા સરહદ પર અડપલા કરવાનું બંધ કર્યું છે

ત્યાં મહાન હુરલ્ડન નામની એક લોકસભા રાજકારભાર ચલાવે છે તથા જેન–હુન નામનો લોકસભાનો વડો પ્રધાન છે એ આખા પ્રદેશમાં રેલ્વે નથી તથા ચામડા અને ઊનની ત્યાંની મુખ્ય પેદાશ સોવિયટ યુનિયનમાં વેચાય છે

ઈનર મોગોનિયા ચીનની વધારે નજીક છે તથા તે નવો પ્રદેશ જપાને જીતી લીધેલો કે જપાનના અધિકાર નીચે આવેલો છે જાપાનકુ ગની તરફની છાવણીના પડછાયા એ પ્રદેશ પર આવેલા બધા રાજ્યોને મોગોનિયન ફેડરેશનમા એક કરી જપાન મંચુકોની જેમ મોગાકો નામનો પોતાને આધીન એવો દેશ ઉપજાવી કાઢવા માગે છે તથા સોવિયટ યુનિયન સામે એક બીજો બફર પ્રદેશ ઉભો કરવા માગે છે

જંઘીસખાનનો વારસદાર એવો ટેહ–વાગ નામનો એક ઈનર મોગોનિયાનો નેતા છે ટેહ–વાગની ઉમર આજે ૩૭

વચ્સની છે તથા તે ઈનર-મોંગોલિયાની ફિડરેલ સરકારનો પ્રમુખ છે. ૧૯૩૮માં તે ટોકયો ગયો હતો અને જાપાનના શહેનશાહે તેનું સ્વાગત કર્યું હતું. પણ તો ય એ રાષ્ટ્રવાદી છે અને બીજો કોઈ માર્ગ ન રહેતાં તેને જાપાનની હકૂમત સ્વીકારવી પડી છે.

તો સવાલ એ છે કે જાપાન કરશે શું? હારાકીરી કરશે? રશિયનો વાસ્તવવાદી કોઈ બરાબર સમજે છે કે જાપન સાથે આજે નહિ તો આવતી કાલે પણ મુકાબલો કર્યા વિના તેમનો છૂટકો થવાનો નથી. જો આવતી કાલે તે અનિવાર્ય હોય તો આજે જ જ્યારે જાપાન ચીનમાં ગૂંચવાયું છે ત્યારે જ કેમ નહિ? પણ રશિયાની રીત બચાવ કરવાની કોઈ જાપાન પર આક્રમણ કરવાને બદલે ઠંડી બચાવની લડાઈના વ્યૂહમાં વધારે માને છે. અને અત્યારના સંજોગોમાં સુલેહથી રશિયાનાં રાષ્ટ્રહિતો વધારે જોર ધારણ કરે છે, જ્યારે લડાઈ જાપાનનાં હિતો માટે જરૂરી છે, એટલે એ લડાઈની આવતી કાલને લંબાવાય તેટલી લંબાવી તેટલા કાળમાં પૂર્વમાં અસાધારણ બળવાન બની જવું એવી સોવિયટ સરકારની મુરાદ છે. એથી એ સરકારે આમૂર નદી પરની સરહદ પર કિલ્લેબંધી કરી દીધી છે. લાડીવોસ્ટોકના બંદરને મનવારોથી ભરી દીધું છે અને ખાબારોવસ્ક પર લાલ લશ્કરની વિશાળ છાવણી જમાવી દીધી છે અને મૈકલ પ્રદેશ પર જાપાનનો પહેલો ફટાકડો ફૂટે તેની રાહ જોવાય છે.

## ૨૪

# વિરાટ ચીન

જીવનમરણના કોયડાઓના ઘેનમાં ચિંતનનો નશો સેવતું ચારચાર હજાર વરસથી એક સરખું આમનવાળી ગહારથી અબુધ જેવું દેખાતું છતાં સંસ્કૃતિને આશ્લેષી એનાં અવિચળ વહેણ અચળ રહીને અવલોકતું ચીન દુનિયાના ઇતિહાસમાં અજોડ સરખું છે. જ્યારે પુરાણું ગ્રીસ જુવાન હતું ત્યારે ચીન ઇતિહાસનું પુરાણું હતું. મહાન કહેવાતા સિકંદર અને મહાન કહેવાતા સીઝર પહેલાં ક્યારનો ય એને કનફ્યુશીયસ સાંપડયો હતો અને યુરોપ જ્યારે મધ્યકાળનું કતલખાનું હતું, જ્યારે જંગલી યુરોપની હેવાનિયત દાખવતા તેના ઉંબરા પરથી માનવીની ખોપરીઓ ખસેડાઈ નહોતી, જ્યારે એના આંગણામાંથી લોહીનાં ખાબોચિયાં ઉલેચાયાં નહોતાં ત્યારે ય ચીન જેવું ને તેવું જાજરમાન હતું અને જોતું હતું: એની આંખ સામે મોઝેઝ જનમ્યો, સોક્રેટીસે ઝેર પીધું, કુમારિકાને ઇસુ અવતર્યો, શાર્લમેને મોકાણી, ન્યૂટને નવો પ્રકાશ ફેંક્યો

અને સિસ્માર્ક માનણમત્ર ફૂકયો એ મધુ એણે પીદની જેમ જોયુ છે એવો ચીનનો આદિ ઉકેલવાની જરૂર નથી ચીન વિના છે ચીનના ખડકોમા આલેખાયેના જીવન્ત ઇતિહાસ કરતા ય ચી। જૂનો ને જાણીતો છે એવો ચીન કયારે નહોતો? આજે છે ઓ ત્યારે પણ હશે જ હશે

ચીનની ભૂગોળ ભાળવી છે? અવકાશમા એનુ અંતર દેખવુ હોય તો એને આખાને ઉત્તર અમેરિકાના નકશા ઉપર મૂકી દો યુ ગકી ગને ચીકાગો પર ગોઠવો પેકીંગ કયુમેક પાસે પડશે મચુરિયાની પૂર્વ તરફની ધાર લેબ્રાડોર પર આવશે ચીનની દક્ષિણ તરફની સરહદ ટેક્સસમા થઈને ટેનેસી પર નમશે, એની સીકીઆગ તરફની પશ્ચિમની આગી સરાસર પગેટસાઉન્ડને અડશે ટિબેટ, સીકીઆગ અને મગ્ને માગનિયાને પોતાનામા શમાવતા વિ।ટ ચીનનો વિસ્તાર ૪,૦૦૦,૦ ૦ ચોરસ માઈ। છે ચીના લોક ચી।ને નુ ગ કુઓ (મધ્ય પ્રદેશ) કહે છે એ પ્રદેશ પર નુ ખબર માનવતાની સખ્યા કેટની હશે? ૧૯૩૮ની વસ્તી ગણતરી કહે છે કે ચીન પર ૪૨૬,૬૦૩,૨૫૮ લોક વસે છે આખી માનવ જાતનો ચોથો કે પાચમો ભાગ ચીનાઈ છે તે વાત સાચી છે

એવા ચીનના કેટલાક ચીનાઈ ગુણો છે, અને તેમા સૌથી પહેલો ચીનાઈ ગુણ સકારણતાનો છે અત્યત ઉદાત્ત રીતે ચીની જનતા સકારણ (reasonable) છે એમના સ્વભાવમા શાંતિ અને સુમેળનો સદ્ભાવ છે, અને એમને સોનેરી મધ્યમ માર્ગ ગમે છે તેથી ચીનમા સત્યને સાબિત કરવાનુ નથી હોતુ, માત્ર સૂચવવાનુ હોય છે તેથી તો સાબિત કર્યા વિનાનુ અતિ પુરાણુ એવુ એક, પૂર્વના આદર્શવાદને અનુરૂપ એવું એક સૂચન છે કે

પૃથ્વી ને આકાશની પણ પહેલાં માનવી સરજાયું. માનવી માલિક સરજાયું, ને માલિકમાનવીના માથામાં મનના જીવનને જીવન્ત કરતી બુદ્ધિ સરજાય.

સંયુક્ત ને સંગઠિત રીતે મજબૂત અને દૃઢ રીતે ખડી છે તેવી ફરી નહોતી. આજે ચાઈનીઝ ગેરીલા વ્યૂહ જાપાનીસ આક્રમણ સામે જગમશહૂર બની ચૂક્યો છે. ચાઈનીઝ ગેરીલાઓએ વિગ્રહના સ્થાપિત નિયમોને પોતાના લડાયક આચારમાં બરખાસ્ત કરી દઈ જાપાનીઓને ગાંડાતૂર બનાવી મૂક્યા. જાપાનીઓ પછીથી યુદ્ધમાં પકડાયેલા બધા ચીનાઓને વીંધી નાખવા માંડ્યા. એટલે ચીનાઓએ યુદ્ધનો ખાસ પોશાક તજી દરરોજના કપડાં પહેરવા માંડ્યાં અને ખાસ પોશાક વિના લડવા માંડ્યું, પણ પરિણામે જાપાનીઓએ દરેક ચીનાને વીંધવા માંડ્યા.

ચીનના અનેક જૂના લક્ષણોમાં થોડાક જીવનશક્તિ, અજબ ધારણશક્તિ છે અને ચીનની જીવનશક્તિ ને આજસુધી કટોકટીમાં ક્રમતા સંજોગો, ચીનનું સડેલું તંત્ર, જળપ્રલયો, રોગચાળા, દુષ્કાળ, ભયાનક ગરીબાઈ, બહારના આક્રમણો, ભયંકર આંતરકલહો ભારે કરધારા, જીવવાની અગવડો, કાળી મજૂરી તથા અજબ પ્રજોત્પાદનશક્તિ વિગેરે આજે પણ જગતમાં અજોડ જેવા છે.

પછી ચીને થોડાક જૂના સ્વરૂપો ધીમે ધીમે છોડવા માંડ્યા. એણે ૧૯૧૧માં મંચુઓનો ત્યાગ કર્યો પણ જાપાને તો ૧૮૬૮માં એના શોગુનોને ખેરવી પાડી અર્વાચીનતા તરફ પગલા માંડી દીધા હતા. એવી બીજી વાત પગ બાંધવાની હતી. સ્ત્રીઓના પગ બાંધવાની પ્રથાનું મૂળ જાણીતું હતું. ચીના પુરુષોએ ધાર્યું કે નાનકડા, નાજુક બેડોળ પગવાળી ચીની સ્ત્રી વધારે સુંદર લાગતી હતી અને ચાલતી હતી ત્યારે મોહક ઢબે પામતી હતી એટલે ચીની નારીના પગ બંધાઈ ગયા. એમ કચડાઈ ગએલા પગવાળી ચીની સ્ત્રી પટકાઈ પડે તેવી રીતની ચાલથી ચાલતી થઈ ગઈ.

એવી પૃચ્છાને પડકારતો ચીની સંસ્કૃતિમાં નવા ઉગમ જેવો એક અવાજ આંખમાં નૂતન રચનાનાં તોફાન ચમકાવતો જવાબ આપે છે કે, 'ચીનની સંસ્કૃતિ દેખવી હોય તો ત્યાં દેખો, ચીનાઈ રસ્તાના પેલા ખૂણા પર, જ્યાં બે ચીનાઓ સાથીદારીની સમાનતામાં એક બીજાના હાથ હલાવે છે. ત્યાં......ત્યાં નૂતન સંસ્કૃતિનો ઉગમ ઉજવાય છે.'

# ૨૫

# પરાધીન ચીન

યાંગઝી અને પીળી નદી પરના પ્રદેશમાંની મોગોલ જાતિઓ ઈ. સ. પૂર્વે ૨૮૦૦ વરસ પર ધીમે ધીમે ચીન પર લશ્કરી આક્રમણો વિના શાંતિથી પથરાતી જતી હતી અને ધીમે ધીમે ચીનનું એક જાતનું મહારાજ્ય બનતું જતું હતું. એ પહેલાં પણ ચીનના ઇતિહાસની તવારીખો મળતી છતાં ચીનના ઇતિહાસનો એ પ્રારંભકાળ કહેવાય છે. પછી ઈ. સ. પૂર્વે ૧૭૫૦માં ચીનનો શાંગ નામનો પહેલો રાજવંશ પ્રખ્યાતિ પામ્યો અને એ સમયમાં તે સમયનો અજોડ એવો સંસ્કૃતિ-વિકાસ થવા પામ્યો. પછી ચાઉ વંશ પણ એટલો જ ઉજ્જવળ નીવડ્યો. એ કાળમાં કન્ફ્યુશીયસ અને લાઓઝી જીવ્યા તથા ચીનના સાહિત્યનો અને અદ્ભૂત કલાનો યુગ મંડાયો.

પછી ઈ. સ. પૂર્વે ૨૦૧ થી ૨૦૬ સુધી ચીનના ઇતિહાસના એક અતિ મહાન પુરુષ શી-હુઆંગ-ટીએ રાજ કર્યું, અને એનો

વંશ ચીન વંશ તરીકે મશહૂર થયો, જે પરથી ચીન દેશે પોતાનું નામ મેળવ્યું. એ શહેનશાહે સંયુક્ત ચીનની રચના કરી. એ શહેનશાહે ચીનના રક્ષણ માટે મહાન દીવાલ બંધાવી અને કલ્પનાને પણ આવરી દેતી એ મહાન દીવાલે આક્રમણ કરતા મોગોલ લોકોને ખાળી રાખ્યા. આજે મોગોલિયાથી દરિયા સુધી ૨૫૦૦ માઈલ પર આડી પડેલી એ દીવાલ જગતને અડાભાવથી અકળાવી રહી છે. એની પાસે ઇજિપ્તના પિરામિડો પણ નાનકડા રાફડા જેવા લાગે છે. આપણી પૃથ્વી પરની એ જ દીવાલ મંગળના ગ્રહમાંથી પણ દેખી શકાતી હશે. એ દીવાલની રચના કરાવનાર એ શહેનશાહ ચીનનો પૂર્વગામી છે. ત્યારપછી બીજા બે પ્રખ્યાત રાજવંશ થયા. એક હાન અને બીજો ટાંગ. એ બે વંશ ચીનના વિકાસમાં ખૂબ મહત્ત્વના લેખાય છે. ત્યારપછી ઓછા મહત્ત્વનો એવો સુંગ વંશ ઈ. સ. ૯૦૦ થી ૧૨૮૦ સુધી ચાલ્યો.

ત્યારપછી ઈસુના તેરમા શતકમાં જ્યારે યુરોપે એશિયાના બીજા ખૂણા પર ક્રુઝેડના-આક્રમણમાં લોહી ઉલેચવા માંડયાં હતાં ત્યારે મોગોલ લોકોએ મહાન દીવાલ પર અથડાવા માંડયું, ચીનમાં પ્રવેશ કર્યો અને ચીનનો મોટો ભાગ કબજે કર્યો. એ મોગોલ આક્રમણનો સરદાર જંગીઝખાન હતો. જંગીઝખાન પછી એનો ભત્રીજો વારસદાર કુબ્લાઇખાન ચીનનો માલિક બન્યો અને પંદર વરસમાં પેકીંગ સુધી પહોંચી ગયો. પણ ચીને પોતાની સંસ્કૃતિ જેવી ને તેવી જાળવી રાખી. એક વિશાળ વાદળીની જેમ વિજેતા મોગોલ જાતિને પોતાની અંદર શમાવી દીધી. પછી મંચુ વંશનું રાજ મંડાયું અને તે ૧૯૧૧ સુધી પહોંચ્યું. એ કાળે ચીન પાસે ડૉ. સુન-યાટ-સેનની ભેટ ધરી. એ કાળ ચીનના ક્રાન્તિકાળનો આરંભ કાળ બન્યો, અને એ જ કાળથી અથડામણમાં ઊગવા

મથતુ ચીનાઈ સ્વરાજ સપાટી પર આવ્યુ એ કાળ ચીનનો અર્વાચીન કાળ છે

એ કાળ પણ એક કાનમો એવો અવાજ ઊતર્યો છે, એ કાળ પણ એક કરપીણુ એવી જલ્લાદી કુહાડીની ધાર ઘસાઈ છે, એ કાળે ચીનના ઈતિહાસમા ચીન પર શાહીવાદી આક્રમણ નોધ્યુ છે એ કાળમા જાપાન અને યુરોપના શાહીવાદે ચીનના બજારો અને ચીનની મહેનત લૂટવા તરફની તાન દેતા આક્રમણ કર્યા છે

માર્ક્સવાદ કહે છે કે એવો આક્રમણકારી શાહીવાદ મૂડીવાદનો આગળો ફણગો છે મૂડીવાદના એ શાહીવાદી વિકાસમા મૂડીને અખડ વિસ્તાર પામતા ચરી ખાવાના બજારો જોઈએ છે, અખડ લૂટવા કાચા માલના ભડારો જોઈએ છે એવો શાહીવાદ એશિયા પર કોતરાઈ ગયો છે, એવા યુરોપિયન શાહીવાદે એશિયા આખાને ચુથી ચુથીને ખાઈ જવાનુ એક સ્થાન બનાવ્યુ છે આજે એશિયા ખડમા જાપાન, ચીન, સીઆમ અને અફગાનિસ્તાન એટલા જ સ્વતત્ર દેશો છે જેમાના કૂલેલા ફાલેલા શાહીવાદોને નનચાનનાગ ચીન દેશની વાત એવી છે કે, મૂડીવાદને વરેલા ગોરે ચીનમા ઘૂસ પડવા માડયો વેપારીઓ અને પાદરીઓએ ચીનના દરિયાકિનારા પર વસવાટ કરવા માડયો સૌથી પહેલા ફિરંગીઓ આવ્યા

પણ મચુ શહેનશાહત સાથે રાજકીય વાટાઘાટ વસમી પડી, કારણ કે ચીનના શાહને મળવાના એવા કટાળો આવે તેવા અને કપરા વિધિવિધાનો હતા કાગ–શીના શાસન કાળમા (૧૬૬૨–૧૭૨૩) આવેલા ડચ અને રશિયન દૂતો રાહ જોઈ જોઈને શહેનશાહને મળ્યા વિનાના પેકીંગથી પાછા ગયા કારણ કે, તેમને

શહેનશાહ પાસે ઘૂંટણીએ પડીને નાકલીટી તાણવામાં નાનમ દેખાઈ, પણ જ્યાં સ્વાર્થ સાધવાનો હોય ત્યાં કોઇ નાનમ નથી એમ માનનાર બ્રિટને બધી ખાંધ નમાવીને સાષ્ટાંગ કર્યા. એમને તો વેપાર કરવો હતો ને તેથી ઉભી આડી સલામી ભરવી પડે તો તેમા જરા જેટલી પણ નાનમ નહોતી.

૧૮૦૮મા બ્રિટનના શાહીવાદે કેન્ટનમા મુકામ નાખી દીધો, કારણ કે ત્યા જ પડવાની એમને પરવાનગી હતી એમણે પરવાનગીને પિછાણી પડાવ નાખ્યો. અને આખા ઈતિહાસમાં માનવતાની શરમ જેવો, દુનિયાની દારૂણ કથાઓમાં શાહીવાદી લૂંટ ને ખૂના મરકીઓમા અજોડ એવો અફીણુ વિગ્રહ ચીનની ધરતી પર ઊતરી પડયો.

કારણ કે બ્રિટનનો વેપાર અફીણનો હતો. ઈસ્ટ ઈન્ડિયા કંપની હિંદમાંથી અફીણનાં વહાણો ભરીને લાવતી હતી અને સાટે ચાદી લઈ ને અફીણના ઢગલા ચીનમાં ઠાલવતી હતી. નફાના જંગી ઢગલા બ્રિટનને બારણે ખડકાતા હતા.

પણ એને એ શું સૂઝયું ? બ્રિટનના વેપારીઓનાં હિતો એમાં તો જોખમાતાં હતાં. બ્રિટનના શાહીવાદે ચીનની મંચુ-સરકાર સામે છણકો કર્યો; કારણ કે, એ ચીનાઈ સરકારે ચીનના વતનીઓને અફીણનું ઝેર પીતાં અટકાવી અફીણના વેપારને ઉખેડી નાખવાનો નિરધાર કર્યો હતો. તેથી કેન્ટનના એક ચીન સરકારના અમલદારે બ્રિટનના અફીણનો એક મોટો ભંડાર સળગાવી મૂકયો અને બ્રિટને ચીન પાસે લડાઈ માગી. ચીનને અફીણનું ઝેર પીવડાવી ચીનનું સોનું રૂપુ ઉપાડી જવાના પરવાના મેળવવા બ્રિટને ચીનનું ખૂન રેડવા માંડયું. ચીન પર ચડાઇ થઈ. કેન્ટન અને ઉત્તર ચીનની ચીનાઇ ધરતી પોતાનાં વતનીઓને અફીણનું ઝેર પીવડાવવા

ના પાડતી ચીનાઇ સરકારનાં લોહીથી ખરડાઇ ગઇ. એવી લડાઇ ત્રણ વરસ સુધી ચાલી. મંચુ–સરકાર હાર પામી; બ્રિટનનો વિજય થયો. વિજેતા શાહીવાદે ચીન પાસે કરારોના ખત પર સહી માગી. આખું ચીન પશ્ચિમના વેપાર માટે ખુલ્લું મૂકાયું. કેન્ટન, એમોય, ફુકો, નીંગપો અને શાંગહાઇ બંદરો યુરોપના વેપારીઓ માટે ખુલ્લાં મૂકાયાં. પાંચ ટકાથી વધારે કોઈ પણ જકાત પર પ્રતિબંધ મૂકાયો અને એ બધા ઉપરાંત બ્રિટને હૉંગ–કૉંગ ટાપુ ઝડપી લીધો.

એ રીતે ૧૮૪૨માં ચીનને વ્યવસ્થિત અને કાયદેસર રીતે ખાવા માંડવાનું ખાતમુહૂર્ત સૌથી વધારે બળવાન શાહીવાદી બ્રિટનને હાથે થઇ ગયું, અને એની હરોળમાં યુરોપના જુદા જુદા દેશના મૂડીવાદોએ ચીન પર કતલખાનાં માંડી દીધાં. લશ્કરો દોડાવી ને વિજય કરવાના ખરચ કર્યા વિના યુરોપના શાહીવાદોએ ચીનનાં બંદર પકડી લીધાં, નદીઓ પરનાં વેપારી મથકો કબજે કર્યાં, અને અંદરના અનંત વિસ્તાર પર વેપારી લૂંટ શરૂ કરી દીધી. જકાતો પર પોતાનો કાબૂ જમાવ્યો અને ચીનને ચરી ખાવા માટે 'એકસ્ટ્રા ટેરીટોરીઆલીટી'નો સિદ્ધાંત ચીનને લાગુ પાડ્યો.

ચીનમાં યુરોપિયન શાહીવાદને માટે ખુલ્લાં મૂકાયલાં બંદરો (Treaty Port) પર પરદેશીઓ પોતાના જ કાયદા નીચે રહીને વ્યાપારી કામકાજ કરી શકે છે. પહેલાં એવાં પાંચ બંદરો હતાં. હવે ચીનમાં એવાં આડત્રીસ બંદરો છે. આજે ચીન પર ઉપરની હકૂમત ચીની છે એવો દંભ જાળવી રાખવામાં આવતો છતાં એ બધાં બંદરો પર પરદેશી વિસ્તારોમાં અને પરદેશીઓ પર ચીનની કશી જ હકૂમત નથી. ત્યાં તો ગોરૂં લશ્કર જ પોલીસ છે, ગોરા

